

માર્ગોપદેશિકા.
સંસ્કૃત પ્રથમ પુસ્તકનું
ભાષાંતર.

THE DEPARTMENT OF PUBLIC INSTRUCTION BOMBAY.

# THE MARGOPADESIKA,

OR

FIRST BOOK OF SANSKRIT.

BY

RÁMAKRISHNA G. BHÁNDÁRKAR

TRANSLATED INTO GUJARATI

BY

NANDASHANKAR TULJÁSHANKAR

SECOND EDITION—3000 Copies.



BOMBAY.

GOVERNMENT CENTRAL BOOK DEPÔT.

1875.



*Price Six annas.*

મુંબઈ ઈલાકાનું સરકારી કેળવણીખાતું

# સંસ્કૃત માર્ગોપદેશિકા.

અથવા

## સંસ્કૃત પ્રથમ પુસ્તક.

રામકૃષ્ણ ગોપાળ ભાંડારકર,

એમ્. એ. એ રચેલું

તેનું

આ ગૂજરાતી ભાષાંતર

નંદશંકર તુળજાશંકર

એમ્. એ. એ કર્યું.

આવૃત્તિ બીજી—૩૦૦૦ પ્રત.



મુંબઈ.

ગવર્નમેંત સેંત્રલ બુક ડીપો.

સન ૧૮૭૫.



કિંમત છ આના.

# અનુક્રમણિકા.

संस्कृत

# માર્ગોપદેશિકા.

—o—

## મૂળાક્ષર.

### સ્વર.

अ અ, आ આ, इ ઇ, ई ઈ, उ ઉ, ऊ ઊ, ऋ ઋ, ॠ ૠ, ऌ ઌ, ए એ, ऐ ઐ, ओ ઓ, औ ઔ,

ं અનુસ્વાર     ः વિસર્ગ

---

### વ્યંજન.

| | | | | | |
|---|---|---|---|---|---|
| કંઠ્ય | क् ક્, | ख् ખ્, | ग् ગ્, | घ् ઘ્, | ङ् ઙ્ |
| તાળવ્ય | च् ચ્, | छ् છ્, | ज् જ્, | झ् ઝ્, | ञ् |
| મૂર્દ્ધન્ય | ट् ટ્, | ठ् ઠ્, | ड् ડ્, | ढ् ઢ્, | ण् ણ્, |
| દંત્ય | त् ત્, | थ् થ્, | द् દ્, | ध् ધ્, | न् ન્, |
| ઓષ્ઠ્ય | प् પ્, | फ् ફ્, | ब् બ્, | भ् ભ્, | म् મ્, |

અર્દ્ધસ્વર:
- તાળવ્ય य् ય્,
- મૂર્દ્ધન્ય र् ર્,
- દંત્ય ल् લ્,
- દંત્યોષ્ઠ્ય व् વ્.

ઉષ્મ { તાળવ્ય श् શ્,<br>મૂર્દ્ધન્ય ष् ષ્,<br>દંત્ય स् સ્,

**મહાપ્રાણ** ह् હ્.

પહેલા પાંચ વર્ગો માંહેલા પ્રત્યેકના છેલ્લા ત્રણ અક્ષરો તથા અર્દ્ધસ્વરો અને મહાપ્રાણને **ઘોષવ્યંજન** કહેછે. બાકીના અક્ષરોને **અઘોષવ્યંજન** કહેછે.

સ્વરોને વ્યંજનો સાથે જોડ્યા હોયછે ત્યારે તેઓનાં રૂપ નીચે પ્રમાણે થાયછે:—

જ્યારે વ્યંજનની નીચેની લીંટી કહાડી નાખેલી હોય ત્યારે તેમાં अ મળેલો છે એમ જાણવું; અને आ, इ, ई, उ, ऊ, ऋ, ॠ, ऌ, ए, ऐ, ओ, औ, મળેલા હોય તો આવી નિશાની અનુક્રમે કરવામાં આવેછે. ा, ि, ी, ु, ू, ृ, ॄ, ॢ, े, ै, ो, ौ. નીચેનાં ઉદાહરણોમાં આ સ્વર क् ની સાથે મળેલાછે:— क ક, का કા, कि કિ, की કી, कु કુ, कू કૂ, के કે, कै કૈ, को કો, कौ કૌ.

## મુખ્ય જોડાક્ષરો નીચે લખ્યાછે.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| क्क | ક્-ક | ग्य | ગ્-ય | ट्य | ટ્-ય | त्स | ત્-સ |
| क्त | ક્-ત | घ्य | ઘ્-ય | ङ्ग | ઙ્-ગ | त्र्य | ત્-ર્-ય |
| क्त्य | ક્-ત્-ય | घ्र | ઘ્-ર | ड्य | ડ્-ય | त्स्य | ત્-સ્-ય |
| क्न | ક્-ન | घ्व | ઘ્-વ | ड्व | ડ્-વ | त्फ | ત્-ફ |
| क्म | ક્-મ | घ्न | ઘ્-ન | ड्म | ડ્-મ | त्थ | ત્-થ |
| क्र | ક્-ર | ङ्क्त | ઙ્-ક્-ત | ढ्य | ઢ્-ય | त्स्न | ત્-સ્-ન |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| क्य | ક્-ય | ङ्क | ઙ્-ક | ण्ण | ણ્-ણ | त्त्र | ત્-ત્-ર |
| क्ल | ક્-લ | च्य | ચ્-ય | ण्म | ણ્-મ | थ्य | થ્-ય |
| क्व | ક્-વ | च्च | ચ્-ચ | ण्य | ણ્-ય | द्ग | દ્-ગ |
| क्ष | ક્-ષ | च्छ | ચ્-છ | र्ण्य | ર્-ણ્-ય | द्व | દ્-વ |
| क्ष्य | ક્-ષ્-ય | च्छ्व | ચ્-છ્-વ | ण्व | ણ્-વ | द्य | દ્-ય |
| क्ष्व | ક્-ષ્-વ | च्म | ચ્-મ | त्त | ત્-ત | द्द | દ્-દ |
| क्ष्म | ક્-ષ્-મ | च्छ्र | ચ્-છ્-ર | त्य | ત્-ય | द्द्य | દ્-દ્-ય |
| क्ष्ण | ક્-ષ્-ણ | ज्ज | જ્-જ | त्व | ત્-વ | द्ध | દ્-ધ |
| ख्य | ખ્-ય | ज्र | જ્-ર | त्म | ત્-મ | द्ध्र | દ્-ધ્-ર |
| ग्ध | ગ્-ધ | ज्व | જ્-વ | त्र | ત્-ર | द्व्य | દ્-વ્-ય |
| ग्न | ગ્-ન | ट्ट | ટ્-ટ | त्र्य | ત્-ર્-ય | द्र | દ્-ર |
| ग्र | ગ્-ર | ट्य | ટ્-ય | त्न | ત્-ન | द्म | દ્-મ |
| ग्र्य | ગ્-ર્-ય | ठ्य | ઠ્-ય | त्प | ત્-પ | द्भ | દ્-ભ |
| ग्ल | ગ્-લ | ब्ज | બ્-જ | ह्ल | હ્-લ | द्व्र | દ્-વ્-ર |
| घ्न | ઘ્-ન | ब्द | બ્-દ | व्य | વ્-ય | ष्प्र | ષ્-પ્-ર |
| घ्म | ઘ્-મ | ब्र | બ્-ર | व्र | વ્-ર | ष्य | ષ્-ય |
| ध्न | ધ્-ન | ब्य | બ્-ય | श्र | શ્-ર | ष्व | ષ્-વ |
| ध्र | ધ્-ર | भ्य | ભ્-ય | श्न | શ્-ન | स्क | સ્-ક |
| ध्य | ધ્-ય | भ्र | ભ્-ર | श्ल | શ્-લ | स्ख | સ્-ખ |
| ध्व | ધ્-વ | भ्ण | ભ્-ણ | श्व | શ્-વ | स्त | સ્-ત |
| र्ध्व | ર્-ધ્-વ | भ्व | ભ્-વ | श्म | શ્-મ | स्म | સ્-મ |
| न्न | ન્-ન | भ्न | ભ્-ન | श्च | શ્-ચ | स्थ | સ્-થ |
| न्य | ન્-ય | म्र | મ્-ર | ष्क | ષ્-ક | स्र | સ્-ર |
| न्व | ન્-વ | म्य | મ્-ય | ष्क्र | ષ્-ક્-ર | स्न | સ્-ન |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| न्म | ન્-મ | म्ल | મ્-લ | ष्ट | ષ્-ટ | स्पृ | સ્-પ-ઋ |
| प्त | પ્-ત | म्व | મ્-વ | ष्ट्र | ષ્-ટ્-ર | स्फ | સ્-ફ |
| प्त्य | પ્-ત્-ય | म्म | મ્-મ | ष्ट्व | ષ્-ટ્-વ | स्य | સ્-ય |
| प्स | પ્-સ | य्व | ય્-વ | ष्ट्य | ષ્-ટ્-ય | ण्ह | ણ્-હ |
| प्न | પ્-ન | ल्क | લ્-ક | ष्ठ | ષ્-ઠ | ह्म | હ્-મ |
| प्य | પ્-ય | ल्ग | લ્-ગ | ष्ठ्य | ષ્-ઠ્-ય | न्ह | ન્-હ |
| प्म | પ્-મ | ल्य | લ્-ય | ष्प | ષ્-પ | ह्य | હ્-ય |
| प्ल | પ્-લ | ल्प | લ્-પ | ष्ण | ષ્ ણ | ह्र | હ્-ર |
| प्र | પ્-ર | ल्म | લ્-મ | ष्म | ષ્-મ | ह्व | હ્-વ |
| प्य | પ્-ય | ल्व | લ્-વ | | | ह्ल | હ્·લ |
| ब्ध | બ્ ધ | | | | | | |

# પાઠ ૧ લો.

## ક્રિયાપદ.

પરસ્મૈપદ* વર્તમાનકાળ.

### એકવચન.

પ્રત્યય, ૧ લો પુ૦ मि, ૨ જો પુ૦ सि, ૩ જો પુ૦ ति.

પહેલા ગણના ધાતુ.

| | | |
|---|---|---|
| वद् બોલવું. | बुध् ( बोध्† ) જાણવું અથવા સમજવું. | नी ( नय् ) દોરવું. અથવા લઇજવું. |
| गम् ( गच्छ् ) જવું. | पत् પડવું. | सृ ( सर् ) ખસવું. અથવા જવું. |
| वस् વસવું. | रक्ष् રક્ષણ કરવું. | भू ( भव् ) થવું અથવા હોવું. |

બીજા ગણના ધાતુઓ;— अस् હોવું, अद् ખાવું.

---

* સંસ્કૃતમાં ક્રિયાપદના રૂપાખ્યાપનના પ્રત્યયો બે પ્રકારના છે, એક પરસ્મૈપદના ને બીજા આત્મનેપદના. કેટલાએક ધાતુઓને માત્ર પરસ્મૈપદનાજ પ્રત્યયો લાગેછે, અને કેટલાકને એકલા આત્મનેપદના લાગેછે; વળી કેટલાક ધાતુને બંનેના પ્રત્યયો લાગેછે.

† પહેલા ગણના ધાતુઓની પાછળ अ મુકતાં તે ધાતુઓના અંત્ય તથા ઉપાંત્ય ન્હસ્વ સ્વરોનો ગુણ થાયછે. इ અથવા ई નો ગુણ ए, उ અથવા ऊ નો ओ, ऋ અથવા ॠ નો अर् અને ऌ નો अल् થાયછે.

પહેલા ગણના ધાતુઓ તથા તેઓના પ્રત્યયોની વચ્ચે अ આવેછે. બીજા ગણના ધાતુઓ તથા તેઓના પ્રત્યયોની વચ્ચે अ આવતો નથી.

પ્રથમ પુરૂષના म् તથા व् થી આરંભ થતા પ્રત્યયો પહેલાંનો अ દીર્ઘ થાયછે.

| | | | |
|---|---|---|---|
| वदामि | सरसि | गच्छति | बोधामि |
| रक्षसि | नयामि | अद्मि | भवति |
| पतति | वससि | नयति | अत्ति * |

अग्नि.

## પહેલો ગણ.

जीव् જીવવું त्यज् તજવું, છોડીદેવું दह् બાળવું
नम् નમવું पच् રાંધવું चर् જવું, ચાલવું

ઉ० नी नो ने થાયછે, તેની જોડે अ મેળવાયછે, પછી તેને ति પ્રત્યય લાગેછે. સંસ્કૃતમાં બે સ્વરો પાસે આવેછે ત્યારે તેનો સંધિ થાયછે. આ ઠેકાણે એટલો નિયમ યાદ રાખવો કે પાછલા ए, ओ, ऐ, औ, અનુક્રમે अय्, अव्, आय्, आव्, થાયછે; પછી તેની સાથે આગલો સ્વર જોડવામાં આવેછે. ने + अ = नय् + अ = नय. એમાં ति ઉમેરીએ એટલે नयति થાયછે. તેજપ્રમાણે भू + अ = भो+अ= भव् + अ = भव; તેમાં ति ઉમેર્યાથી भवति થાયછે.

* જો કોઈ ઘોષવ્યંજનની પછી અઘોષ વ્યંજન આવે તો ઘોષવ્યંજન ઉડી જઈને તેને ઠેકાણે તેનો સજા-

| | | |
|---|---|---|
| (તું) બોલેછે | (તે) જાણેછે | (તે) તજેછે |
| (તે) બોલેછે | (તું) લઈજાયછે | (તું) નમેછે |
| (તું) જાયછે | (તે) ખમેછે | (હું) રાંધુંછું |
| (હું) જાઉંછું | (હું) થાઉંછું | (તું) બાગેછે |
| (તે) રહેછે | (તું) ખાયછે | (હું) રક્ષણ કરૂંછું |
| (હું) રહુંછું | (હું) છું | (તે) ચાલેછે |
| (તું) પડેછે | (તું) છે | (હું) જીવુંછું |

# પાઠ ૨ જો.

## બહુવચનના પ્રત્યયો

૧ લો પુ૦ મસ્, ૨ જો પુ૦ થ, ૩ જો પુ૦ ન્તિ અથવા અન્તિ

| ચોથો ગણ. | | છઠ્ઠો ગણ. | |
|---|---|---|---|
| पुष् | પોષણ કરવું | इष् | (इच्छ्) ઈચ્છવું |
| नश् | નાશ થવો | स्पृश् | અડકવું |
| नृत् | નાચવું | सृज् | છોડીદેવું, સરજવું |
| मुह् | અક્કલખોવી, મૂર્છા થવી | मुच् | (मुञ्च) મૂકવું, છૂટકો કરવો |
| लुभ् | લોભ કરવો | प्रच्छ् | (पृच्छ्) પૂછવું |
| | | विश् | પેસવું |

---

તિય પહેલો (એટલે અલ્પ પ્રાણ) અઘોષ વ્યંજન આવે-છે. ઉ૦ ककुभ् + प्रान्त = ककुप्प्रान्त અને दृशद् + पत-ति = दृशत्पतति.

પ્રત્યય લગાડતાં પહેલાં ધાતુઓની સાથે ચોથા ગણમાં य અને છઠ્ઠા ગણમાં अ* મુકવામાં આવેછે.

બહુવચન તથા દ્વિવચનના પ્રત્યયો લગાડતાં अस् ધાતુનો अ જતો રહેછે.

| | | |
|---|---|---|
| †वदामः | अदन्ति | नृत्यथ |
| गच्छन्ति | दहामः | मुह्यामः |
| बोधथ | सन्ति | लुभ्यन्ति |
| नयामः | जीवथ | स्पृशामः |
| भवथ | नमन्ति | सृजथ |
| वसन्ति | पुष्यामः | इच्छन्ति |
| स्थ | नश्यन्ति | पृच्छथ |

मुञ्चामः विशन्ति

---

| ૧ લો ગણ | ચોથો ગણ | છઠ્ઠો ગણ |
|---|---|---|
| जि (जय्) જીતવું | अस् ફેંકવું | तुद् દુઃખ દેવું |
| हृ (हर्) લઈલેવું | कुप् ખિજવું | क्षिप् ફેંકવું, નાખવું |
| दृश (पश्य्) જોવું | तुष् ધરાવું, રાજીથવું | सिच् (सिञ्च्) છાંટવું |
| पा (पिब्) પીવું | शुष् સૂકાવું | दिश् દેખાડવું |
| यज् પૂજવું | लुठ् આળોટવું | |
| वह् લઈજવું, વાવું, વહેવું | | |
| स्मृ (स्मर्) યાદરાખવું, સંભારવું | | |
| धाव् દોડવું | | |

---

* આ ગણમાં પહેલા ગણની પેઠે સ્વરોનો ગુણ થતો નથી.

† આ શબ્દના છેડાના स् નો વિસર્ગ થાયછે.

(તમે) બોલોછો
(અમે) જઈએ છીએ
(તેઓ) જાણેછે
(તમે) લઈજાઓછો
(તેઓ) થાયછે
(અમે) રહીએ છીએ
(તમે) ખાઓછે
(અમે) છીએ
(તેઓ) બાળેછે
(અમે) જીવીએ છીએ
(તેઓ) દુઃખ દેછે

(તમે) જીવોછો
(તેઓ) પોષણકરેછે
(અમે) નાશ પામીએછીએ
(તેઓ) નાચેછે
(તમે) અક્કલ ખુઓછો
(અમે) લોભ કરીએછીએ
(તેઓ) અડકેછે
(અમે) જીતીએ છીએ
(તમે) લઈજાઓછો
(તેઓ) જણેછે
(અમે) ફેંકીએછીએ

(અમે) પીએ છીએ
(તમે) પૂજોછો
(તેઓ) લઈજાયછે.
(અમે) સંભારીએછીએ
(તમે) ફેંકોછો
(તેઓ) ભેટેછે
(અમે) ધરાઈએ છીએ
(તેઓ) સૂકાયછે
(તમે) આળોટોછો
(તમે) છાંટોછો

# પાઠ ૩ જો.

## દ્વિવચનના પ્રત્યયો.

૧ લો પુરુષ વસ્, ૨ જો પુ૦ થસ્, ૩ જો પુ૦ તસ્.

### દશમા ગણના ધાતુઓ.

ચુર્* (ચોર્) ચોરવું. ગણ્ ગણવું. સ્પૃહ્ ઈચ્છા રાખવી.

* અય લગાડતાં છેલ્લા સ્વરો તથા ઉપાંત્ય અ ની વૃદ્ધિ

| | | |
|---|---|---|
| पीड् પીડા કરવી | प्रथ् પ્રસિદ્ધ કરવું | घुष् ( घोष् ) બૂમ પાડવી, જાહેર કરવું |
| कथ् કહેવું | रच् રચવું | चिन्त् વિચાર કરવો |

प्री ( प्रीण् ) ખુશ કરવું

દશમા ગણના ધાતુઓને પ્રત્યય લગાડતાં તેઓને अय લાગેછે.

| | | |
|---|---|---|
| चोरयावः | घोषयथः | नमथः |
| पीडयथः | स्पृहयावः | स्तः |
| कथयतः | चिन्तयतः | स्मरावः |
| गणयावः | प्रीणयथः | जयथः |
| प्रथयावः | गच्छतः | नश्यतः |
| रचयतः | नयावः | नृत्यावः |
| अद्वः | विशतः | इच्छथः |

થાયછે. (કેટલાક ધાતુઓ જેવાકે कथ, गण ઈત્યાદિમાં એપ્રમાણે થતું નથી; अ ની વૃદ્ધિ आ, इ અથવા ई ની ऐ, उ અથવા ऊ ની औ, ऋ અથવા ॠ ની आर्, અને ऌ અથવા ॡ ની आल् થાયછે. ઉપાંત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થાયછે. ઉ૦ चि નો चै થાયછે, તેની સાથે अय આવેછે ત્યારે તેનો चावय થાયછે, તેને ति લગાડ્યાથી चाययति થાયછે. तड् + अय = ताड् + अय = ताडय તેમાં ति ઉમેર્યાથી ताडयति થાયછે. घुष् + अय = घोष् + अय = घोषय, તેમાં ति ઉમેર્યાથી घोषयति થાયછે.

પહેલો ગણ

निन्द् નિંદા કરવી
चल् જવું
अट् ભમવું, ભ-
ટકવું
जल्प् બબડવું
शंस् વખાણવું, ક-
હેવું

ચોથો ગણ

कुप् ગુસ્સે થવું
क्षुभ् ગડબડાટ થ-
વો, ગૂંચવાવું
श्लिष् ભેટવું

છઠ્ઠો ગણ

कृष् ખેડવું
उञ्छ् વીણવું
स्फुर् ધડકવું

દશમો ગણ.

पूज् પૂજવું, वर्ण् સ્તુતિકરવી અથવા વર્ણવવું,सान्त्व શાંતકરવું.

(તમેએ) ચોરોછો
(તેઓ") પીડાક-
રેછે.
(અમે") કહીએ-
છીએ.
(તમે") ગણોછો
(તમે") પ્રસિદ્ધ
કરોછો
તેઓ") ખુશ ક-
રેછે
(અમે") નિંદા ક-
રીએછીએ
(તમે,,) ગુસ્સે થા-
ઓછો

(તેઓએ)નુએછે
(અમે") રચાએ
છીએ
(તમે") ઈચ્છોછો
(અમે") વીણીએ
છીએ.
(તેઓ") સ્તુતિ
કરેછે
(અમે") ભેટીએ
છીએ
(તમે)" બબડોછો
[illegible]ાંત ક-
રેછે
(અમે") સ્તુતિ ક-

(તેઓએ)બૂમ પા-
ડેછે,જાહેરકરેછે
(અમે") વિચાર
કરીએછીએ
(અમે") સમજી-
એ છીએ
(તેઓ") ખાયછે
(અમે") ધરાઈ-
એછીએ
(તમે") લોભ ક-
રોછો
(તેઓ") આળો-
ટેછે
(અમે") અડકી-

| | | |
|---|---|---|
| (તમો બે) બેઠેછે | રીએછીએ | એછીએ |
| (અમે") પૂજીએ છીએ | (તમેબે) બોલોછો | (તમેબે) પૂછોછો |

| | |
|---|---|
| (તમે") ભટકોછો | (તઓ") થાય છે |
| (તઓ") ગૂંચવાયછે | (તમે") રાંધોછો. |

---

# પાઠ ૪ થો.

| પહેલોગણ | બીજોગણ | ચોથોગણ |
|---|---|---|
| स्था (तिष्ठ) ઊભા રહેવું | स्ना નહાવું | मद् (माद्) ગાંડા થવું, ભૂલવું |
| ह्वे બોલાવવું | या જવું | शम् (शाम्) શાંતથવું |
| रुह् ઊગવું, વધવું | | श्रम् (श्राम्) થાકીજવું |
| क्षि (क्षय्) ઘસાયાકરવું | | |
| द्रु (द्रव्) ઝરપવું, ભીનાવું | | |

## દશમો ગણ

તડ્ (ताड्) મારવું — तुल् (तोल्) તોળવું

क्षल् (क्षाल्) ધોવું — भूष् શણગારવું.

| | | | |
|---|---|---|---|
| वदसि | नश्यसि | स्मरथ | ताडयसि |
| वसथ | नृत्यति | वहतः | रोहन्ति |
| बोधामः | विशामः | सिञ्चसि | पूजयन्ति |
| रक्षति | पृच्छथः | लुठयन्ति | स्नावः |
| पतामि | मुह्यति | तुष्यामि | तिष्ठामि |
| नयन्ति | इच्छामि | अस्यथः | स्पृहयथ |

| | | | |
|---|---|---|---|
| अत्थः | मुञ्चथ | कथयामि | क्षालयति |
| सन्ति | स्पृशति | शंसथ | क्षयतः |
| अद्मि | हरतः | पीडयन्ति | गणयति |
| जीवामः | जयसि | यजामः | कुपामः |
| त्यजथ | पिबन्ति | श्राम्यामि | द्रवन्ति |
| पचन्ति | पश्यावः | घोषयथ | चिन्तयति |
| पुष्यामि | ह्वयति | यान्ति | |

(તે) પોષેછે
(હું) નાચુંછું
(તમે) લોભકરોછો
(તે) પેસેછે
(તું) ઈચ્છેછે
(હું) પૂજુંછું
(તું) પીડાકરેછે
(તે) ઊગેછે
(અમે) બોલાવી-એછીએ
(તે) અક્કલ ખુ-એછે
(તેઓ) ધરાયછે
(તે) નહાયછે
(હું) જીતુંછું

(તમે) જાઓછો
(તમે) થાકોછો
(હું) ઈચ્છુંછું
(અમે બે) પીજી-એ છીએ
(તમે) જાણોછો
(તેઓ) ધુએછે
(તે) ઘસાઈ જા-યછે
(તું) કહેછે
(તે) તોળેછે
તેઓ) ચોરેછે
(તમે) રચોછો
(તે) બૂમપાડેછે

(તેઓબે) વસેછે
(અમે) લઈલઈ-એ છીએ
(તમે) કહોછો
(તું) અડકેછે
(તેઓ) ઈચ્છેછે
(તમે બે) જા-ઓછો
(તે) ચોરેછે
(અમેબે) છીએ
(તું) ખુશ કરેછે
(હું) પેસુંછું
(તેઓ) મારેછે
(અમે બે) રાંધી-એ છીએ

(હું) સંભારૂંછું. (તમે) પૂજોછો.

ધાતુઓના અસલ અર્થમાં કાંઈ ફેરફાર કરવાને ક્રિ-

પાપદ આગળ ( उपसर्ग ) મૂકવામાં આવેછે. મુખ્ય ઉપસર્ગો નીચે લખ્યાછે:—

| | |
|---|---|
| अति | પેલીમેર; अतिक्राम्यति, પેલીમેર જાયછે, ઉલ્લંઘન કરેછે. |
| अधि | ઉપર; अधिगच्छति, ઉપર થઈને જાયછે, અથવા આગળ જાયછે, એટલે જાણેછે અથવા મેળવેછે. |
| अनु | પાછળ, સરખું; अनुसरति, अनुगच्छति, પાછળ જાયછે. |
| अभि | પાસે, તરફ; अभिगच्छति, તરફ જાયછે અથવા પાસે જાયછે. |
| अव | નીચેથી, ઉપરથી; अवतरति, નીચે જાયછે, ઉતરેછે. |
| आ | હદકરવી, ઉલટાવવું, સૂધી; आगच्छति, આવેછે, आरोहति ઉપર ઉગેછે, ચડેછે. |
| उत् | ઉપર; उत्पतति, ઉપર જાયછે, કૂદેછે; उद्गच्छति ઉપર જાયછે, ચડેછે. |
| उप | પાસે, ઓછું, ઉતરતું; उपगच्छति, પાસે જાયછે. |
| नि | અંદર, નીચે; निषीदति નીચે બેસેછે. |
| परा | સામું, ઉલટું; पराजयते, હારેછે. |
| प्रति | પાછું, ફરીને; प्रतिभाषते, સામુંબોલેછે, જવાબદેછે. |
| प्र | આગળ, प्रयाति, આગળ જાયછે. |
| वि | નહિ, જુદું, આઘું; विश्लिष्यति, જુદા પડેછે. |
| सम् | સાથે,* संगच्छते, એકઠું થાયછે. |

* કોઈપણ શબ્દ, પ્રત્યય ઈત્યાદિને છેડે म् હોય અને તેની પછી ચાલુંકરીને કોઈ વ્યંજન આવે તો મર૭ પ્રમાણે म् નો

# પાઠ ૫ મો.

## પ્રથમાવિભક્તિ.

### ૧ અકારાંત નામો.

**પ્રત્યય.**

| | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| પુલ્લિંગ. | स् | औ | अस् |
| નપુંસકલિંગ. | म् | ई | आनि |
| | नृपः | नृपौ* | नृपाः+ |
| | फलम् | फले‡ | फलानि |

અનુસ્વાર થાયછે; પણ જ્યારે તેની પછી श्, ष्, स् અને ह् આવે તો અવશ્ય કરીને म् નો અનુસ્વાર થાયછે.

* જો अ અથવા आ ની પાછળ ए અથવા ऐ આવે તો તેઓની સંધિ થઈને એક ऐ થાયછે, અને જો अ અથવા आ ની પાછળ ओ અથવા औ આવે તો તેઓની સંધિ થઈને એક औ થાયછે.

+ છેલ્લા ચાર સ્વરો સિવાય કોઈપણ-હ્રસ્વ અથવા દીર્ઘ સ્વરની પાછળ તેજ-હ્રસ્વ અથવા દીર્ઘ સ્વર આવે તો તેઓની સંધિ થઈને તેજ દીર્ઘ સ્વર થાયછે. જેમ दैत्य + अरि = दैत्यारि; कवि + ईश = कवीश ઇત્યાદિ.

‡ જો अ અથવા आ ની પાછળ-હ્રસ્વ અથવા દીર્ઘ इ, उ, ऋ અથવા ऌ આવે તો તેઓની સંધિ થઈને તેઓને ઠેકાણે તેઓના ગુણના અક્ષરો એટલે ए, ओ, अर्, अल् અનુક્રમે થાયછે.

## નામો (પુલ્લિંગ.)

| | | |
|---|---|---|
| नृप રાજા | पुत्र છોકરો | बुध ડાહ્યોમાણસ |
| समुद्र સમુદ્ર | अश्व ઘોડો | नर માણસ |
| ईश्वर ઈશ્વર | मूर्ख મૂર્ખ | जन લોકો, માણસ. |
| राम માણસનું નામ | पवन પવન | सूद રસોઈઓ |
| बाल છોકરૂં | मेघ વાદળું | वृक्ष ઝાડ |
| हस्त હાથ | कूर्म કાચબો | जीव જીવ |

## શબ્દો (નપુંસકલિંગ).

| | | | |
|---|---|---|---|
| गृह ઘર | सुख સુખ | फल ફળ | मुख મ્હોડું |
| जल પાણી | दुःख દુઃખ | मित्र મિત્ર | हृदय અંતઃકરણ |
| धन દોલત | नेत्र આંખ | कमल કમળ | पर्ण પાંદડું |

## વાક્યો.

| | | |
|---|---|---|
| नृपो* जयति | गृहाणि रक्षन्ति | सुखं§ प्रीणयति |
| अश्वा÷वुत्पततः | नेत्रे पश्यतः | जीवो मुह्यति |
| जना+वदन्ति | मेघः सिञ्चति | हस्तौ हरतः |
| बालः स्पृहयति | बुधौ मुञ्चतः | मुखानि द्रवंति |

* જ્યારે કોઈ વિસર્ગની પહેલાં अ હોય અને તેની પછી अ અથવા ઘોષ વ્યંજન હોય ત્યારે તે વિસર્ગનો उ થાયછે, અને તેની સાથે પાછલો अ મળેછે તેથી તે ओ થાયછે; (૧૫ મા પાનાની ૩ જી ટીપ જુઓ.)

÷ (૫ મા પાનાની ટીપ ૨ જી જુઓ)

§ (૧૪ મા પાનાની ટીપ જુઓ)

+ જ્યારે વિસર્ગની પહેલાં आ આવેછે અને તેની પછી

| | | |
|---|---|---|
| दुःखं पीडयति | जलं शुष्यति | धनं नश्यति |
| रामः पूजयति | कूर्मः सरति | नरा गच्छन्ति |
| पुत्रौ तुष्यतः | फले पततः | कमले नृत्यतः |

*मित्राणि कथयन्ति

| | |
|---|---|
| રાજાઓ રક્ષણ કરેછે | (બે) સમુદ્ર ગડબડાટ પામેછે |
| (બે) છોકરાં આળોટેછે | ડાહ્યો માણસ શાંત છે |
| છોકરો ખુશ કરેછે | મૂરખો બબડેછે |
| ઘોડાઓ દોડેછે | મિત્ર પૂછેછે |
| માણસ નહાયછે | પાત્રાં પડેછે |
| પવન લઈજાયછે | અંતઃકરણ ધરાયછે |
| ઈશ્વર સર્જેછે | રસોઈઆ રાંધેછે |
| ઝાડો ઊગેછે | |

---

ઘોષવ્યંજન આવેછે ત્યારે તે વિસર્ગ ઊડી જાયછે. વળી જ્યારે વિસર્ગની પહેલાં अ અથવા आ આવેછે અને તેની પછી કોઈપણ સ્વર આવેછે ત્યારે એપ્રમાણે પાસે આવેલા સ્વરોની સંધિ થતી નથી. જેમ नरास् + इमे ને બદલે नराइमे, એ ઠેકાણે પણ વિસર્ગ ઊડી જાયછે.

* જ્યારે र् અથવા ष् ની પાછળ न् આવેછે ત્યારે તેનો ण् થાયછે. જો न् અને र् અથવા ष् ની વચ્ચે કોઈ સ્વર, અર્દ્ધસ્વર, અથવા કંઠ્ય અથવા ઓષ્ઠ્ય સ્થાની વર્ગનો કોઈપણ અક્ષર આવે તોપણ न् નો ण् થાયછે; પણ જ્યારે કોઈશબ્દને છેડે न् હોય ત્યારે ઊપલો ફેરફાર થતો નથી. ઉ૦ नरान्.

## ૨. ઇકારાંત નામો.

પ્રત્યય.

| | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| પુલ્લિંગ | स् | — | अस् |

દ્વિવચનમાં इ સ્વર દીર્ઘ થાયછે, અને બહુવચનનો अस् પ્રત્યય મુકતી વખતે इ નો ગુણ થાયછે.

| | | | |
|---|---|---|---|
| | हरिः | हरी | (हरे + अस्) = हरयः |
| નપુંસકલિંગ | — | ई | इ |

નપુંસક લિંગનાં ઇકારાંત નામો જેને આરંભે સ્વર હોય તેઓને એવા પ્રત્યય લગાડતાં न् ઉમેરવામાં આવેછે. પ્રથમા તથા દ્વિતીયાના બહુવચનના પ્રત્યય લગાડતાં इ દીર્ઘ થાયછે.

| | | |
|---|---|---|
| वारि | वारिणी | वारीणि |

### નામો

પુલ્લિંગ

| | | |
|---|---|---|
| कपि વાંદરો | व्याधि મંદવાડ અથવા રોગ | यति જતી, સંન્યાસી |
| ऋषि ઋષિ | पाणि હાથ | असि તલવાર |
| उदधि સમુદ્ર | गिरि પર્વત | धूर्जटि શિવ |
| कवि કવિ | पवि વજ્ર | हरि કોઈ માણસનું નામ અથવા ઈશ્વરનું નામ અથવા ઇંદ્રનું નામ |
| अग्नि દેવતા | | |
| नृपति રાજા | | |
| अरि શત્રુ | | |

न નહિ (અવ્યય અથવા અપ્રતિપાદિક*). वारि નપુંસક. પાણી.

## વાક્યો

| | | |
|---|---|---|
| उदधिः क्षुभ्यति | नृपति+ यजति | वारि नास्ति |
| कपयः क्षिपन्ति | वारीणि शुष्यन्ति | गिरिं वहति |
| ऋषी चिन्तयतः | अग्नि र्दहति | व्याधयो नश्यन्ति |
| अरिः पीडयति | कवयः शंसन्ति | पविः पतति |
| पाणी हरतः | | |

| | |
|---|---|
| ‡ શિવ રક્ષણ કરેછે | જતિઓ ઈચ્છતાનથી |
| § ઋષિઓ શાંત છે | તલવાર પડેછે |
| વાંદરાઓ દોડેછે | (બે) શત્રુઓ જીતેછે |
| કવિ વર્ણવેછે | હરિ ગુસ્સે થાયછે |
| રાજા લઈજાયછે | હાથ છોડેછે |

---

* જે શબ્દોને વિભક્તિના પ્રત્યય લાગતા નથી એટલે જેઓનાં વિભક્તિનાં રૂપો થતાં નથી તેઓને અપ્રતિપાદિક કહેછે.

\+ स् અથવા વિસર્ગની પહેલાં अ અથવા आ સિવાય કોઈપણ સ્વર આવે અને પાછળ કોઈપણ સ્વર અથવા ઘોષવ્યંજન આવે તો તે स् અથવા વિસર્ગનો र् થાયછે.

‡ र् ની પાછળ જો र् આવે તો તે ઊડીજાયછે, અને તેની પાછળનો સ્વર જો હ્રસ્વ હોય તો તે દીર્ઘ થાયછે.

§ જો કોઈ વિસર્ગની પાછળ श्, ष्, અથવા स् આવે તો તે વિસર્ગ કાયમ રહેછે, અથવા તેને ઠેકાણે અનુક્રમે श्, ष्, અથવા स् થાયછે.

# પાઠ ૬ ઠ્ઠો.

## દ્વિતીયા વિભક્તિ.

## અકારાંત નામો.

પ્રત્યય.

| | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| પુંલ્લિંગ | म् | औ | आन् |
| | बुधम् | बुधौ | बुधान् |

એ વિભક્તિનાં નપુંસક લિંગનાં રૂપ પ્રથમાનાં જેવાં થાયછે. સઘળે ઠેકાણે નપુંસક લિંગનાં નામોનાં દ્વિતીયા વિભક્તિનાં રૂપો પ્રથમાનાં રૂપોનાં જેવાંજ હોયછે.

### નામો

પુંલ્લિંગ.

| | | |
|---|---|---|
| सिंह સિંહ | बिडाल બિલાડી | गज હાથી |
| प्रज्ञ ડાહ્યોમાણસ | व्याघ्र વાઘ | स्वर्ग સ્વર્ગ |
| देह શરીર | जनक બાપ | पाद પગ |
| भार ભાર, બોજો | शठ લુચ્ચો | शर તીર |
| मोक्ष મોક્ષ | ग्राम ગામ | किङ्कर ચાકર |
| स्तेन ચોર | पुरुष માણસ | सूर्य સૂરજ |
| वेद વેદ | योध જોધો, લડવૈયો | |
| ओदन રાંધેલા ચોખા | कोश ખજાનો | |

## નપુંસકલિંગ.

| | | |
|---|---|---|
| धान्य અનાજ | नगर શહેર | पाप પાપ |
| तृण ઘાસ | सुवर्ण સોનું | पुस्तक ચોપડી |
| वस्त्र લૂગડું | मांस માંસ | अरण्य જંગલ |
| तत्व તત્વ, સત્ય | विष વીખ, ઝેર | |

ધાતુઓઃ— દશમોગણ

मार्ग શોધવું, दण्ड શિક્ષાકરવી, भक्ष् ખાવું.

## વાક્યો.

ईश्वरं जनः पूजयति.
नृपः शठान् दण्डयति.
रामो* ऽश्वमारोहति.
व्याघ्रो मांसमत्ति.
हरिर्हस्तौ क्षालयति.
योधः शरान् क्षिपति.
धनं लुभ्यति.
स्तेनो धान्यं चोरयति.
नगरं गच्छामि.
पापं वदसि.
कविर्बुधो शंसति.
पुत्रो जनकं सान्त्वयति.
पुस्तकं मार्गयामि.
सुवर्णं तोलयामः.
ग्रामानटावः
फले भक्षयामि.
कमलानि पश्यति.
भारं वहति किङ्करः.
प्रज्ञान् वर्णयन्ति जनाः.
वस्त्रं त्यजति मूर्खः.

---

* જ્યારે ए અથવા ओ ની પછી अ આવેછે ત્યારે अ, ए અથવા ओ ની સાથે મળી જાયછે, એટલે તે अ નો ઉચ્ચાર થતો નથી અથવા તે લખવામાં પણ આવતો નથી; તેની જગાએ ( ऽ ) નિશાની મુકવામાં આવેછે.

स्मरसि मित्राणि ?.
बुधो मोक्षमिच्छति.
व्याधयो नरान् पीडयन्ति.
जलं पिबथ.

तृणा* न्यत्त्यश्वः.
यतिर्देहं मुञ्चति.
बिडालान् ताडयति पुरुषः.
गृहं प्रविशामः.

રામ વાઘોને જુએછે.
ઘોડાઓ ખજાનો લઈ જાયછે.
ડાહ્યો માણસ સ્વર્ગ (ને) ચ-ડેછે.
સિંહો હાથીઓને ખાયછે.
ઈશ્વર માણસો (ને) રક્ષણ કરેછે.
(અમે) (બે) ગામો (ને) પેશીએછીએ.
છોકરો (પોતાના) બાપને ખુશ કરેછે.
તેઓ (તેઓના) પગ ધુએછે.
(બે) મૂર્ખો ઝેર પીએછે.
રાજાઓ ચોરોને શિક્ષા કરેછે.

(તે) કણોને ગણેછે.
જતી વન (ને) જાયછે.
યોધો (બે) તીરો કેંકેછે.
(તમે) રાંધેલા ચોખા ખાઓછો.
(તેના) મિત્રો રામને સંભારેછે.
લોકો (પોતાના) રાજાની સ્તુતિ કરેછે.
ડાહ્યા માણસો લોકોને દોરેછે.
(હું) સત્ય (ને) સમજુંછું.
વેદો સૂરજની સ્તુતિ કરેછે.
(તેઓ) ચોપડીઓ ગોઠવેછે.

---

* જ્યારે इ, उ, ऋ, અને ऌ -હ્રસ્વ અથવા દીર્ઘ હોય તેની પાછળ જો કોઈ સ્વર આવે તો તેઓને ઠેકાણે અનુક્રમે य्, व्, र्, ल्, મુકવામાં આવેછે.

## ૨. ઈકારાંત નામો.

પ્રત્યયો.

| | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| પુલ્લિંગ | મ્ | — | ન્ |

દ્વિવચનમાં અને બહુવચનમાં ન્ લગાડતાં છેલ્લી इ દીર્ઘ થાયછે.

| हरिम् | हरी | हरीन् |
|---|---|---|

### શબ્દો

| | | |
|---|---|---|
| विधि નસીબ | बलि બળીદાન | किरि ભુંડણી |
| राशि ઢગલો | रवि સૂરજ | सारथि હાંકનાર, સારથી |
| अलि મધમાખી | भिक्षुक ભિક્ષુક, ભીખારી | व्रीहि જુદી જુદી જાતના ચોખા, (નો દાણો) |
| मणि મણી | वायस કાગડો | |

नी ની સાથે ઉપસર્ગ आ, ૧ લો ગણ, લાવવું.

### વાક્યો.

वायसो बलिं भक्षयति.
नृपतिररीन् जयति.
हरिं पीडयति व्याधिः.
पाणी प्रक्षालयामः.
उदधिं गच्छावः.
ऋषी नमामः.
व्याघ्रः किरीनत्ति.
मेघो वारिसिञ्चति.
कमलमलीन् प्रीणयति.
रामो रविं नमति.
सारथीनाह्वयामः.
ईश्वरो विधिं जयति.
राशिं नयथ ?.
व्रीहीनुञ्छति भिक्षुकः.

गिरी* आरोहन्ति.

કવિઓ ઋષિઓની (ને) સ્તુતિ કરેછે.
રામ કવિઓને નમેછે.
જતિ પર્વત (ને) જાયછે.
(હું) (બે) વાંદરાને મારૂં છું.
હરિ ઢગલાઓને લાવેછે.

યોધો તલવાર ફેંકેછે.
(હું) મણીઓ (ને) ઈચ્છું છું.
(તે) દરિઆઓ (ને) ભટકેછે.
માણસ ચિતા (ને) પેસેછે.
(તે) (બે) સારથીઓને પૂછેછે.

---

# પાઠ ૭ મો.

## તૃતીયા વિભક્તિ.

અકારાંત તથા ઇકારાંત નામો.

પ્રત્યયો.

| | | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|---|
| પુંલિંગ | अ— | इन | भ्याम् | ऐस् |
| | इ— | ना | — | भिस् |
| | | दण्डेन | दण्डाभ्याम् | दण्डैः |
| | | मणिना | मणिभ्याम् | मणिभिः |

भ्याम् લગાડતાં છેલ્લો अ દીર્ઘ થાયછે.

* થોડાએક શબ્દોમાં બે સ્વરો પાસે આવતાં છતાં એકઠા થતા નથી. ઉપલા શબ્દને વાસ્તે જે નિયમ લાગુ પડેછે તે એ છે કે જ્યારે કોઈ નામના દ્વિવચનને છેડે ई, ऊ અથવા ए આવે તો આ સ્વરો તેઓની પાછળના સ્વર સાથે મળી જતા નથી.

નપુંસક લિંગ { પહેલી બે વિભક્તિઓ સિવાય બીજી સઘળી વિભક્તિમાં અકારાંત નપુંસકલિંગનાં નામોનાં રૂપો પુલ્લિંગ પ્રમાણે થાયછે.

| | | | |
|---|---|---|---|
| इ् — | आ | भ्याम् | भिम् |
| | वारिणा | वारिभ्याम् | वारिभिः |

## નામો.

### પુલ્લિંગ.

दण्ड લાકડી
यत्न યત્ન, મેહેનત
इन्द्र ઇંદ્ર
बाण બાણ, તીર
अलङ्कार ઘરેણું
यजमान યજમાન
ब्राह्मण બ્રાહ્મણ
नद नदी

उपहार ભેટ
रथ રથ
मंत्र મંત્ર, વેદનો શ્લોક
नाविक ખલાસી
श्लोक શ્લોક
खञ्ज લંગડો
कौशिक કુશનું કુળ.

पत्ति પાયદળ
कर હાથ
विधि વિધિ
मैत्रावरुण સોમયજ્ઞમાં એક ઋત્વિજ.
रावण લંકાનો રાજા, રામનો શત્રુ.

### નપુંસકલિંગ.

अर्घ्य અર્ઘ્ય, પૂજાનો સામાન
पुण्य પુન.
यन्त्र સાંચો.
शास्त्र શાસ્ત્ર.

खनित्र પાવડો.
पुस्तक પુસ્તક, ચોપડી.
चक्र ચક્કર, પૈડું.
शीर्ष માથું.

* પાના ૧૭ નો નિયમ જુઓ.

नख નખ. | शरीर શરીર.
अन्न અન્ન. | गोत्र ગોત્ર, કુળ.
रत्न રત્ન. | सूक्त વેદનો સૂક્ત

## ૧ લો ગણ.

ધાતુઓ:
- चल् ચાલવું.
- गम् ની સાથે ઉપસર્ગ अव, જાણવું.
- खन् ખોદવું.
- तुद् સાથે ઉપસર્ગ प्र, મારવું
- सह સાથે ( અવ્યય ).
- दॄ ( दार् ) દશમોગણ ફાડવું.

पुरुषः स्तेनं दण्डेन ताडयति.
शरीरमलङ्कारैर्भूषयति.
नाविका नदेन समुद्रं प्रविशन्ति.
योधो बाणैर्गिरिं जयति.
पादेन खञ्जः
पुत्रैः सह ग्रामं गच्छति हरिः
चक्राभ्यां चलति रथः
खनित्रेण खनति.
रामोऽर्घ्येण ऋषिं पूजयति.
कवयः श्लोकैर्नृपं वर्णयन्ति.
बुधाः सुखेन जीवन्ति.

नेत्राभ्यां पश्यति जनः.
वारिणा हस्तौ क्षालयति.
पाणिभ्यां स्पृशति शीर्षम्.
सिंहो नखैर्गजान् दारयति.
अग्निना गृहं दहति.
मैत्रावरुणो मन्त्रैरिन्द्रमाह्वयति.
बुधः शास्त्रै* स्तत्त्वमवगच्छति.
पत्तिभिर्गच्छति योधः
पादाभ्यां धावन्ति बालाः
पुण्येन हरिं पश्यति.
रामः कपिभिर्जयति रावणम्.
गोत्रेण कौशिकोऽस्मि.

---

* स् નો વિસર્ગ થઈ જાયછે, પણ તેની પાછળ જો તાલુ, મૂર્ધ, તથા દંતસ્થાની પહેલા બે અક્ષરો આવે તો તે વિસર્ગનો પાછો स् થાયછે. પણ જો વિસર્ગની પાછળ

રામ (પોતાનું) શરીર મણીઓથી શણગારેછે.
માણસ (પોતાનાં) મુખવડે બોલેછે.
માણસો (પોતાનાં) શરીરો અન્નવડે પોષેછે.
(તેઓ) (પોતાનાં) માથાં વડે બોજાઓ (ને) લ-
ઈ જાયછે.
હરિ ઋષિઓને મહેનતોથી ખુશ કરેછે.
રાજાઓ મિત્રોથી ખુશ થાયછે.
રથો ઘોડાઓવડે ચાલેછે.
બ્રાહ્મણો બે મંત્રોથી દેવને બોલાવેછે.
(તે) વિધિથી ઈશ્વરને પૂજેછે.
(તે) (બે) શ્લોકોથી રામની સ્તુતિ કરેછે.
માણસ (પોતાના) શત્રુને તલવારથી મારેછે.
રામ સારથીની સાથે જાયછે.

---

# પાઠ ૮ મો.

## ચતુર્થી તથા પંચમી વિભક્તિઓ.

પ્રત્યય.

| | | | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|---|---|
| અકારાંત | न / पुं | ચ॰ | य | भ्याम् | भ्यस् |
| નામો | | પં॰ | आत् | — | — |

---

તાળુસ્થાની પહેલા બે અક્ષરો આવે તો स् નો श् તથા મૂર્દ્ધ-
સ્થાની આવે તો ष् થાયછે. ઉ॰ हरिः + चरति = हरिश्चर-
ति; रामष्टीकते ઈત્યાદિ.

અકારાંત નપુંસકલિંગનાં નામોનાં રૂપોમાં પુલ્લિંગની પેઠે य તથા भ्याम् લગાડતાં પાછલો अ દીર્ઘ થાયછે, અને भ्यस् લગાડતાં તેનો ए થાયછે.

| | | |
|---|---|---|
| रामाय | रामाभ्याम् | रामेभ्यः |
| रामात् | — | — |

| | | | | |
|---|---|---|---|---|
| इ કારાંત પુલ્લિંગ તથા નપુંસકલિંગ નામો | ચ૦ | ए | भ्याम् | भ्यस् |
| | પં૦ | अस् | — | — |

| | | |
|---|---|---|
| हरि* + ए = हरये | हरिभ्याम् | हरिभ्यः |
| हरि + अस् = हरेः† | — | — |
| वारिणे | वारिभ्याम् | वारिभ्यः |
| वारिणः | — | — |

## નામો.

### પુલ્લિંગ.

| | | |
|---|---|---|
| कलि લડાઈ, કજીઆો | वध મારવું | तिल તલ |
| प्रासाद મહેલ | सैनिक સિપાઈ | शिखर શિખર, ટોચ |
| सेनापति સેનાપતિ | अतिथि પરોણો | क्रोश કોશ, ૨ માઈલ |
| निष्क સોનાનીમોહોર | भृत्य ચાકર | माष અડદ |
| | कृष्ण માણસનું નામ | द्वीप બેટ, ખંડ |

* નામોના છેડાની इ અથવા उ નો ચતુર્થી, પંચમી, તથા ષષ્ઠીના એકવચનના પ્રત્યયો લગાડતા પહેલાં ગુણ થાયછે.

† अस् નો अ, हरे ની પાછળ ઊડી જાયછે.

लोक લોક, દુનિઆં
वराह ભૂંડ
सार्थ સંઘ, ટોળું
पर्वत પર્વત
याचक ભીખારી, માગનારો

विनय વિનય, નમ્રતા
क्रोध ગુસ્સો
पाप પાપી, પાપવાળું
मोदक લાડુ
अश्वपति માણસનું નામ.

शिष्य શિષ્ય
आचार्य ગુરૂ, આચાર્ય
मोक्ष મોક્ષ અથવા છૂટકારો

## નપુંસકલિંગ.

योजन ૮ માઈલ, યોજન
कल्याण કલ્યાણ
आसन બેઠક, આસન
उद्यान વાડી

पल्वल નાનું તળાવ
स्वकृत्य પોતાનો ધર્મ
आकाश આકાશ
वन વન, જંગલ

भोजन ભોજન
कुसुम ફૂલ
तारक તારો
शत સો.

## ધાતુઓ.

### ૧ લો ગણ

दा ( यच्छ् ) આપવું
यच्छ् ની સાથે ઉપસર્ગ प्रति, અદલોબદલો કરવો
गम् ની સાથે ઉપસર્ગ अधि, મેળવવું
भज ભજવું

### ૬ ઠો ગણ

दिश् ની સાથે ઉપસર્ગ उप, શીખવવું, ઉપદેશ આપવો

### અવ્યય.

नमः નમવું
स्वस्ति કલ્યાણ
विना વગર, વિના

સ્થા અથવા તિષ્ઠ ની સાથે ઉપસર્ગ उत् ઊઠવું
भू ની સાથે ઉપસર્ગ उत्, ઉત્પન્ન થવું, નીકળવું

## વાક્યો

| | |
|---|---|
| हरिर्ब्राह्मणेभ्यो निष्कान् यच्छति | खर्लोकः सुखमधिगच्छति |
| मनुष्यो ग्रामाय गच्छति | प्रासादा+ज्जनं पश्यति नृपः |
| कल्याणाय हरिं भजति | शिष्याय शास्त्रमुपदिशति |
| फलेभ्यो गच्छामि | कलिभ्यो दुःखान्युद्भवन्ति |
| मोदकेभ्यो बालः स्पृहयति | शिखरात्पतन्ति गजाः |
| हरये नृपतिः कुप्यति | द्वीपाद् द्वीपमटति सार्थः |
| नगरादा* गच्छति | भृत्यं क्रोधाद्रामस्ताडयति |
| अश्वात् पतति | नगरं वनाद्योजनम् |
| अतिथिभ्यो ऽन्नं यच्छति | नमो देवेभ्यः |
| तिलेभ्यः प्रतियच्छति माषान् | स्वस्ति हरये |
| आसनेभ्य उत्तिष्ठन्त्याचार्याः | पल्वलेभ्यो वराहा उत्तिष्ठन्ति |
| वधाद्विनारिर्न शाम्यति | विनयः सुखाय भवति |

* પહેલાના અઘોષ વ્યંજનની સાથે સ્વર અથવા ઘોષ વ્યંજન આવેછે ત્યારે અઘોષ વ્યંજનને ઠામે તેના વર્ગનો ત્રીજો વ્યંજન થાયછે.

* જ્યારે स् અથવા દંત્ય વર્ગના કોઈપણ વ્યંજનની સાથે श् અથવા તાલુસ્થાની વર્ગનો કોઈપણ વ્યંજન આ-

રામ ભોજનને વાસ્તે ઘેર જાયછે.
કુળો ઝાડો ઉપરથી પડેછે.
હું ભીખારીઓને મોહોર આપુંછું.
ડાહ્યા માણસ મોક્ષને વાસ્તે ઈશ્વરને પૂજેછે.
સેનાપતિ ગામે ગામ (પોતાના) સીપાઈઓને લઈ જાયછે.
બ્રાહ્મણો રાજાઓ પાસેથી દોલત મેળવેછે.
પર્વત સમુદ્રથી બે કોશ છે.
હરિ ફૂલોને વાસ્તે વાડી (એ) જાયછે.
પાપથી દુઃખ નીકળેછે.
દેવતાઓ પાપીઓને સ્વર્ગમાંથી ફેંકી દેછે.
રામ પોતાના ધર્મથી ચૂકેછે.
(તે) (બે) ઢગલામાંથી ચોખા લાવેછે.
આકાશમાંથી તારાઓ પડેછે.
કવિઓને કલ્યાણ!

---

વેછે ત્યારે દંત્ય વર્ગના વ્યંજનને ઠેકાણે તાળુ વર્ગનો વ્યંજન થાયછે. તેમ થવાનો અનુક્રમ એ છે કે स् ને ઠેકાણે श्, त् ને ઠેકાણે च्, द् ને ઠેકાણે ज् થાયછે, ઈત્યાદિ. જ્યારે દંત્ય વ્યંજનની સાથે મૂર્દ્ધન્ય વ્યંજન મળેછે ત્યારે પણ એમજ થાયછે, એટલે स् ને ઠેકાણે ष् થાયછે, त् ને ઠેકાણે ट्, थ् ને ઠેકાણે ठ् થાયછે, ઈત્યાદિ.

# પાઠ ૯ મો.

## ષષ્ઠી, સપ્તમી તથા સંબોધન વિભક્તિઓ

પ્રત્યયો.

| | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| અકારાંત (ષ. / સ.) નામ | स्य | ओम् | नाम् |
| | इ | — | षु |
| | | ओ | अस् |

નપુંસક લિંગનાં નામોનાં રૂપો પુલ્લિંગ જેવાં છે. नाम् લગાડતાં તેની પહેલાંનો હ્રસ્વસ્વર દીર્ઘ થાયછે. ओम् તથા षु લગાડતાં તેની પહેલાંનો अ, ए થાયછે.

| | | |
|---|---|---|
| रामस्य | रामयोः | रामाणाम |
| रामे | — | रामेषु |
| राम | रामौ | रामाः |

| | | | |
|---|---|---|---|
| ઈકારાંત (ષ. / સ.) નામો | अस् | ओम् | नाम् |
| | औ | — | षु |

औ લગાડતાં તેની પહેલાંની इ ઊડી જાયછે. સંબોધનનું એક વચન हरे છે; અને તે વિભક્તિમાં તેના દ્વિવચન તથા બહુવચનનાં રૂપો અનુક્રમે ઠેકાણે પ્રથમા વિભક્તિનાં તેજ વચનોનાં રૂપો જેવાં થાયછે.

| | | |
|---|---|---|
| हरेः | हर्योः | हरीणाम् |
| हरौ | — | हरिषु |

| | | | | |
|---|---|---|---|---|
| ઇકારાંત નામો | નપુંસકલિંગ | अम् | आम् | नाम् |
| | | इ | — | षु |

સંબોધનનું એક વચન વારિ અથવા વારિ છે.

| | | |
|---|---|---|
| वारिणः | वारिणोः | वारीणाम् |
| वारिणि | ---- | वारिषु |

## નામો.

### પુલ્લિંગ.

कासार સરોવર
पराक्रम પરાક્રમ.
दीप દીવો.
प्रकाश અજવાળું
यक्ष કુબેરનોચાકર
चन्द्र ચંદ્રમા
धनपति ધનનો દેવ, કુબેર.

ग्रीष्म ઊનાળો.
सुमन्त्र રામનો સારથી.
वीर લડવૈયો.
आन्हादक ખુશ-કારક.
धनिक પૈસાવાળો માણસ.
वृष બળદ.
धर्म ધર્મ, સદ્ગુણ.

पालक પાળનાર.
निधि ભંડાર.
प्रसाद મહેરબાની
खड्ग તલવાર.
अगद ઓસડ
अधिपति ઉપરી.
आचार ચાલ.
वर्ण જાતિ, રંગ.

श्वापद શીકારી પશુ.

### નપુંસક લિંગ.

घृत ઘી.
यूथ ટોળું.

हिम બરફ.
लाङ्गूल પૂંછડી.

युद्ध લડાઈ.
हर्म्य હવેલી.

प्रमाण સાબીતી, પ્રમાણ.
चित्त મન.
तत्त्व તત્વ.
सौन्दर्य ખૂબસુરતી.
चरित સંસારમાં વર્તવાની રીત.
वचन વચન.

## વિશેષણો.

प्रशस्य વખાણવા લાયક.
चण्ड ગરમ, ગુસ્સાવાળું.
प्रथम પહેલું.
गर्ह्य નિંદવાલાયક
श्रेष्ठ શ્રેષ્ઠ, સર્વોપરી.
लवण ખારૂં.
दीर्घ લાંબું.

विश् ની સાથે ઉપસર્ગ उप, બેસવું. ક. ગ. ક્યાં?

ટીપ. વિશેષણોનાં વચન, જાતિ, વિભક્તિ વિશેષ્યનાં જેવાંજ હોય છે.

## વાક્યો

नगाणां पालको नृपः
समुद्रस्य जलं लवणम्
देवस्य प्रसादेन जीवामि
शास्त्राणाम् तत्त्वं प्रज्ञो बोधति
वीरयोर्युद्धं भवति
वारीणां निधिरुदधिः
आसनेषूपविशन्ति
गिरेः शिखराद् वृषः पतति.
कासारे कमलान्युद्भवन्ति.
गजानां यूथं चरति.
हरेः पुस्तकं कास्ति ?
नगरे जना वसन्ति.
रामस्य पुत्रा ग्रामं गच्छन्ति.
वनेषु श्वापदाः सन्ति
आचार्याः शिष्याणाम् धर्मम् कथयन्ति.
मनुष्याणामगदेन व्याधयो नश्यन्ति.
रामस्य सारथिः सुमन्त्रो वनं रथं नयति.

ग्रीष्मे सूर्यस्य प्रकाशश्च-
ण्डो भवति.
वर्णानाम् ब्राह्मणः श्रेष्ठः.
ऋषीणां वचनं प्रमाणम्.
शठानां चरितं गर्ह्यम्
कवयो लोकेषु वीराणां
पराक्रमान् प्रथयन्ति.

चन्द्रस्य प्रकाशो जनानामा-
ल्हादको भवति.
गिरिषु वसन्ति सिंहाः
अरीणां नगराणि नृपतिर्जयति.
योधस्य पाणौ खड्गो ऽस्ति.
धूर्जटो यतीनां चित्तमस्ति.

હરિના ( બે ) છોકરાની ચાલ વખાણવા લાયક છે.
ઘરોમાં દીવાઓ હોયછે.
યક્ષો ધનના દેવ ( કુબેર ) ના ચાકરો છે.
વાંદરાઓની પૂંછડાઓ લાંબી હોયછે
કવિઓમાં કાળિદાસ પ્રથમ છે.
માણસનો ચાકર ગામ (ને) જાયછે.
રાજાઓ મહેલોમાં રહેછે.
પૈસાવાળા માણસો હવેલીઓમાં રહેછે.
રામ માણસોમાં શ્રેષ્ઠ છે.
સરોવરોનું પાણી ખારૂં છે.
પર્વતોનાં શિખરો ઉપર બરફ છે.
ચોર બ્રાહ્મણની દોલત ચોરેછે.
વાડીઓની ખૂબસુરતીથી હું ખુશ થાઉંછું.
( તે ) ઝાડનું પાંદડું લાવેછે.
( હું ) દેવતામાં ઘી નાખુંછું.

## કેટલાએક ઉપયોગી અપ્રતિપાદિકો.

### અવ્યય.

| | | |
|---|---|---|
| अत्र ઈહાં | यत्र જ્યાં (સંબંધી સર્વનામ ) | सर्वत्र સઘળે ઠેકાણે. |
| अतः ઈહાંથી | यतः જ્યાંથી (સંબંધી સર્વનામ ) | सदा હમેશાં |
| अधुना હમણા. | यदा જ્યારે (સંબંધી સર્વનામ ) | अद्य આજ |
| इत्थम् આ રીતે | यथा જેવો, (સંબંધી સર્વનામ ) | श्वस् આવતી કાલે |
| तत्र ત્યાં | इति એમ, એ પ્રમાણે | ह्यस् ગઈ કાલે |
| ततः ત્યાંથી | इव જેવું, જેમ | पुरा પહેલાં |
| तदा ત્યારે | एव માત્ર, જ | चिरं લાંબો (વખત) |
| तथा તેવો, તેવી રીત, તેમ | एवम् એપ્રમાણે. | पुनर् ફરીથી |
| कुत्र,क्क ક્યાં ? | | किन्तु પણ. |
| कुतः ક્યાંથી ? | | वृथा ફોકટ. |
| कदा ક્યારે ? | | न નહિ |
| कथम् કેમ, શીરીતે? | | सुष्ठु સારી રીતે. |
| | | हे અરે! |

## પાઠ ૧૦ મો.

### આત્મનેપદના પ્રત્યયો.

#### ૧. એકવચન.

| ૧ લો. પુ० | ૨ જો. પુ० | ૩ જો. પુ० |
|---|---|---|
| इ | से | ते |
| वन्दे | वन्दसे | वन्दते |

## ધાતુઓ.

### ૧ લો ગણ.

वन्द् પગે લાગવું.
वेपृ ધ્રુજવું.
यत् મહેનત કરવી.
शङ्क् શક લાવવો.
वृध् (वर्ध) વધવું.
लभ् મેળવવું.
भाष् બોલવું.
(आ) शंस् આશા રાખવી.
सेव् ચાકરી કરવી, સેવવું.
(प्र) काश् પ્રકાશવું.

शुभ् (शोभ्) શોભવું.
श्लाघ् વખાણવું.
मुद् (मोद्) ખુશ થવું.
रुच् (रोच्) ગમવું, ભાવવું.
शिक्ष् શીખવું.
सह् સહેવું.

(आ)रभ् આરંભવું.
रम् રમવું, ખુશથવું.
क्रीड् રમવું.
कम्प् ધ્રુજવું.
ईक्ष् જોવું (તેની જોડે अप ઉપસર્ગ હોય તો આશા રાખવી; प्र ઉપસર્ગ હોય તો જોવું; જો परि ઉપસર્ગ હોય તો તપાસવું.)

### ૪ થો ગણ.

जन् (जा) ઉત્પન્ન થવું, પેદા થવું.
युध् લડવું.

### ૬ ઠો ગણ.

मृ (म्रिय) મરવું.
विद् (विन्द्) મેળવવું.

### ૧૦ મો ગણ.

+मृग् શોધવું.
(अव) धीरय् તુચ્છ ગણવું.
सूद् (ઉપસર્ગ नि) નાશ કરવો.

---

* આ ધાતુઓનું વ્યાખ્યાપન કરતી વખતે વ્યાખ્યાપનની પાછળ કહેલી વાત યાદ રાખવી.

+ આ ધાતુમાં સ્વરનો ગુણ થતો નથી.

## નામો.

कृष्ण पु. માણસનું નામ.
भय. न. બીક.
उद्यम. पु. મહેનત, ઉદ્યમ.
अस्त्र. न. ચમત્કારી હથીઆર.
स्नेह. पु. સ્નેહ, દોસ્તી.
सदाचार. पु. સારી ચાલ.
स्वास्थ्य. न. સ્થિરતા, સલાહ.
दुराचार. पु. નઠારી ચાલ.
विश्वामित्र पु. ઋષિનું નામ.
असत्य. न. જૂઠું.
न्याय. पु. ન્યાય, એક શાસ્ત્રનું નામ.
क्लेश. पु. દુઃખ.
पारितोषिक. न. ઇનામ, બદલો.
शासन. न. હુકમ.
अध्ययन. न. અભ્યાસ.

## વાક્યો.

देवं वन्दे.
भयं शङ्कसे ?
भयाद्वेपते हृदयम्.
सूर्यः प्रकाशते.
व्याघ्रो म्रियते.
असत्यं भाषसे.
हरेरुद्यमं श्लाघे.
पुस्तकानि मृगयसे ?
वीरो ऽरिं निषूदयति.
मोदको बालकाय रोचते.
हे राम सुष्ठु शोभसे विनयेन.
ज्ञानात्सुखं जायते.
नारायणे रामस्य स्नेहो वर्धते.
जनानां कल्याणाय नृपो यतते.
आचार्यं शिष्यः सेवते.
विश्वामित्रादस्त्राणि शिक्षते रामः
सदाचारेण मनुष्यः स्वास्थ्यं लभते.
पुत्रस्य दुराचारात्सुखं नाशंसे.

(હું) ન્યાયનો અભ્યાસ આરંભુંછું.
(તું) દુઃખ સહેછે.
કૃષ્ણ છોકરાઓની સાથે રમેછે.
ઝાડ ધ્રુજેછે.
(તું) રાજાની ચાકરી કરેછે.
હું દોલત મેળવુંછું.
(તે) ઋષિઓને પગે લાગેછે.
યોધ્ધો શત્રુઓની સાથે લડેછે.
(તું) ઈનામની આશા રાખેછે.
(હું) મિત્રોના કલ્યાણથી ખુશ થાઉંછું.
લુચ્ચો રાજાઓના હુકમો તુચ્છ ગણેછે.

હું વાંદરાને જોઉંછું.

# પાઠ ૧૧ મો.

## દ્વિવચન તથા બહુવચન

| ૧ લો. પુ. | ૨ જો. પુ. | ૩ જો. પુ. |
|---|---|---|
| દ્વિ. વ. वहे. | इथे. | इते. |
| બ. વ. महे. | ध्वे. | न्ते. |

પરસ્મૈપદની પેઠે આત્મનેપદના व તથા म પ્રત્યય લગાડતાં પહેલાનો अ દીર્ઘ થાયછે.

| | | |
|---|---|---|
| वन्द्यावहे. | वन्देथे. | वन्देते. |
| वन्द्यामहे. | वन्दध्वे. | वन्दन्ते. |

## ધાતુઓ

### ૧ લો ગણ.

स्वाद् ચાખવું.
याच् માગવું.
कत्थ् વખાણવું, ખુશામત કરવી.
क्षम् માફ કરવું.
डी (डय्) ઊડવું.
स्पन्द् ધડકવું.
भिक्ष् ભીખ માગવી.
गन्म् (ઉપસર્ગ प्र) બડાઈ મારવી.
स्मि (स्मय्) હસવું. (ઉપસર્ગ वि હોય તો આશ્ચર્ય પામવું, બીવું).
वृत् (वर्त्) હોવું.
रुध् (अनु ઉપસર્ગ હોય તો) તાબે થવું.
૧૦ મો ગણ.
वाद् (अभि ઉપસર્ગ સાથે) નમવું, માન આપવું.

## નામો.

भट्ट પુ. ભટ્ટ, વિદ્વાન.
द्रव्य ન. પૈસો.
गुण પુ. ગુણ.
भङ्ग ભાગવું, તોડવું.
अपराध પુ. અપરાધ.
मयूर પુ. મોર.
नृत्य ન. નાચ.
उद्योग પુ. ઉદ્યોગ, મહેનત.
गायक પુ. ગવૈઓ.
सङ्गीत ન. રાગ, ગાવું.
अभ्युदय પુ. ચઢતી, આબાદી.
वैयात्य ન. બેઅદબી.

| | | |
|---|---|---|
| शुक પુ. પોપટ. | कपट ન. કપટ, દગો | अपूप પુ. એક જા- |
| वसन्त પુ. વસંત | विहग પુ. પક્ષી | તની પૂરી. |
| ઋતુ. | नयन ન. આંખ | वातायन બારી. |
| निर्देश પુ. હુકમ. | चातुर्य ન. ચતુરાઇ. | आम्र ન. કેરી. |
| तण्डुल પુ. ચોખા. | स्वीय વિશે. પોતાનું. | नारायण પુ. મા- |
| | | ણસનું નામ. |

## વાક્યો.

मोदकान् स्वादन्ते ब्राह्मणाः

धनिकं द्रव्यं याचेते भिक्षुकौ.

स्वीयान् गुणान् कत्थेथे ?

उद्योगाद्धनं लभध्वे.

वृथा प्रगल्भध्वे.

बुधा मोक्षं विन्दन्ते.

कपटं शङ्कथे ?

मित्राणामभ्युदये नरा मोदन्ते.

मुनीनभिवादयावहे.

मूर्खाणां वैयात्यं न सहामहे.

वृक्षेषु कुसुमानि वर्तन्ते.

आचार्यस्य निर्देशमनुरुध्यध्वे.

भृत्यानामपराधान् क्षमामहे.

रामस्य नयने स्पन्देते.

आकाशे विहगा डयन्ते

कृष्णस्य चातुर्येण विस्मयन्ते जनाः

शासनस्य भङ्गं न क्षमन्ते नृपतयः

गायकात्सङ्गीतं शिक्षावहे.

( આપણે ) વસંતઋતુમાં ફૂલો મેળવીએ છીએ.

( તમે ) જૂઠું બોલોછો.

પર્વતો ધ્રુજેછે.

તારાઓ પ્રકાશેછે.

(તમે બે) કેરીઓને ચાખોછો.

( અમે ) મહેલની ટોચઉપર મોરને જોઈએ છીએ.

(બે) છોકરાં વાડીમાં રમેછે.

( અમેબે) હરિથી કલ્યાણની

(તમે) નાચ (ને) શીખોછો.
નારાયણના (બે) મિત્રો તેના કલ્યાણને વાસ્તે મહેનત કરેછે.
(અમેબે) રાજાને સેવીએ છીએ.
ભીખારીઓ ચોખા માગેછે.
પોપટો બારીઓથી ઊડેછે.
આશા રાખીએ છીએ.
(તમેબે) તમારા મિત્રોના અપરાધ ક્ષમા કરોછો.
તેઓ ડાહ્યા માણસોના ગુણોનાં વખાણ કરેછે.
દુઃખો પાપથી પેદા થાયછે.
માણસો મરેછે.

# પાઠ ૧૨ મો.

## કર્મણિવાચ્ય તથા ભાવવાચ્ય રૂપો.

ધાતુને य લગાડ્યાથી અને તેઉપર આત્મનેપદના પ્રત્યય ઉમેરવાથી આ રૂપ થાયછે*

त्यज्+य+ते=त्यज्यते, त्यज्यसे, त्यज्ये. ઈત્યાદિ.

જો કોઈ ધાતુને છેડે ऋ હોય અને તેની પહેલાં જોડાક્ષર ન હોય તો કર્મણિ વાચ્યનો य જોડતાં પહેલાં ऋ નો रि થાયછે; જેમ कृ નો क्रि થાયછે.

---

* કર્મણિ વાચ્ય રૂપો કરવામાં રૂપાખ્યાપનમાં કાંઈ ભેદ નથી, એટલે તેઓ સઘળાં ધાતુઓ ઉપરથી સરખીજ રીતે થાયછે; તોપણ ધાતુઓનાં કેટલાંક રૂપ પ્રમાણે તેમાં ફેરફાર થાયછે. જે રૂપાખ્યાપનો ગૂંચવણવાળાં હોવાને લીધે આ પુસ્તકમાં લખ્યાં નથી તેઓના કેટલાએક ધાતુઓ આ ઠેકાણે આવેલા છે, પણ શીખનારથી તેઓનાં અકર્મક રૂપો કરી શકાશે નહિ.

કોઈ ધાતુની છેલ્લી इ અથવા उ, य લગાડતાં દીર્ઘ થાયછે: જેમ जि, जी થાયછે.

## ધાતુઓ.

| | | |
|---|---|---|
| श्रु સાંભળવું. | ज्ञा જાણવું. | हन् મારીનાખવું. |
| कृ કરવું. | पा ( पी ) પીવું. | ( आ ) दिश હુકમ કરવો. |
| दा ( दी ) આપવું | अर्थ ( ઉપસર્ગ प्र) વિનતિ કરવી. | |
| रुद् રડવું. | | स्था (स्थी) ઉભારહેવું. |

## નામો.

आदेश પુ. હુકમ.

चाप ધનુષ્ય.

काष्ठ ન. લાકડું.

पौर પુ. શહેરનો રહેનારો.

ध्वनि અવાજ

## વાક્યો.

| | |
|---|---|
| निष्का ब्राह्मणेभ्यो दीयन्ते. | पुत्रैः पूज्येथे |
| नृपतेरादेशः क्रियते. | धान्यस्य राशयो नीयन्ते. |
| अग्निना काष्ठं दह्यते. | तत्त्वं बुध्यते प्राज्ञैः. |
| शठो पुरुषैस्ताड्यते. | नृपणारयो जीयन्ते. |
| आचार्यैर्धर्म उपदिश्यते. | बालकै* रुद्यते. |
| भृत्यैः सेव्यसे. | सारथी हन्येते |
| मित्रैस्त्यज्ये | ऋषयो जनेन वन्द्यन्ते. |
| जनैर्दृश्यामहे. | सूर्येण प्रकाश्यते. |
| व्याधिभिः पीड्यध्वे. | ईश्वरेण भूयते. |
| प्रेक्ष्यसे जनेन. | लोकैः प्रशस्यध्वे.+ |

* ૧૯ પાને ટીપ ૨ તથા ૩ જુઓ.

+ જો ધાતુઓનો ઉપાન્ત્ય વર્ણ न् અથવા અનુસ્વાર હોય તો તે કેટલાંએક ઠેકાણાં સિવાય સઘળે य ની પહેલાં જતું રહેછે.

शिष्यैर्नम्यावहे.

શત્રુ તીરથી મરાયછે.
છોકરાંના હાથ પાણીથી ધોવાયછે. *
(તું) કવિઓથી વખાણાયછે.
હાથીઓ (ઉપર) ચઢેછે.
(આપણબેની) લોકોથી વિનતિ થાયછે.
કૃષ્ણનું શરીર ઘરેણાંથી શણગારાયછે.
ડાહ્યા માણસોના સદ્ગુણો કવિઓથી પ્રસિદ્ધ થાયછે.

(તમે) માણસોથી શોધાઓછો.
(હું) ચાકરોથી સેવાઉછું.
(આપણે) ઈશ્વરથી રક્ષણ પામીએ છીએ.
(તમેબે) લોકોથી ઓળખાઓછો.
ચોરો રાજાઓથી શિક્ષા પામેછે.
(બે) ફળો હરિથી ખવાયછે.
(બે) તીરો ફેંકાયછે.
(તમને) રાજાથી હૂકમ થાયછે.
અવાજ સંભળાયછે.



---

* દશમા ગણના જે ધાતુઓના સ્વરનો પરસ્મૈપદમાં ગુણ અથવા વૃદ્ધિ થાયછે તે ધાતુઓમાં કર્મણિવાચ્યનો य લગાડતાં પણ તેવોજ ફેરફાર થાયછે; ઉદાહરણ, चुर्, चोरयति परस्मै. चोर्यते કર્મણિ, चुर्यते નહિ.

# પાઠ ૧૩ મો.

## આકારાંત તથા ઈકારાંત સ્ત્રીલિંગ નામો.
## પ્રથમા અને દ્વિતીયા વિભક્તિઓ.

### પ્રત્યય.

| | | એકવચન | દ્વિવચન | બહુવચન. |
|---|---|---|---|---|
| આકારાંત નામો. | | -- | ई | अस् |
| | | आम् | | — |
| | પ્ર. | रमा | रमे | रमाः |
| | દ્વિ. | रमाम् | — | -- |
| ઈકરાંત નામો. | | -- | औ | अस् |
| | | म् | -- | इम |
| | પ્ર. | नदी | नद्यौ* | नद्यः |
| | દ્વિ. | नदीम् | -- | नदीः |

### નામો.

#### સ્ત્રીલિંગ.

| | | |
|---|---|---|
| भार्या વહુ. | नदी નદી. | पृथ्वी પૃથ્વી. |
| कन्या કુંવર. | अम्बा મા | पत्नी વહુ. |
| नारी બાઈડી. | मही પૃથ્વી. | अरुन्धती વસિષ્ઠ-ની વહુનું નામ. |
| माला માળા, હાર. | कथा કથા, વાત. | |
| लज्जा શરમ. | ललना બાઈડી. | कुमारी કુમારી. |

* ૨૩ મા પાનાની ૨૭ સંધિની ટીપ જુઓ.

कन्या દીકરી, છોકરી.
आज्ञा હુકમ.
सखी સખી.
लता વેલો.
सहचरी સહીએર.
क्षमा ક્ષમા, માફી.
शोभा શોભા.

प्रजा રૈયત, વંશ.
वापी વાવ.
गङ्गा ગંગા.
हरिण પુ. હરણ.
कण्ठ પુ. કંઠ, ડોક.
उपवन ન. વાડી.
गमन ન. જવું.
नारद પુ. ઋષિનું નામ.
प्रमदा જુવાન બાઈડી.
जननी મા.
नटी નાટક કરનારી.
सूत्रधार પુ. નાટકનો મુખ્ય માણસ.
प्रासाद મહેલ અને तल ન. પૃષ્ઠ.
प्रासादतल ન. મહેલનું ઉપલું પૃષ્ઠ અથવા અગાસી.

## ધાતુઓ.

### પહેલોગણ.

तॄ (तर्) પરસ્મૈ. ઉપસર્ગ अव સાથે ઉતરવું.
गम् આત્મને. ઉપસર્ગ सम्, એકઠા મળીને વહેવું.
सृ ઉપસર્ગ अनु, પાછળ જવું.
नी ઉપસર્ગ परि સાથે પરણવું.
शुच પરસ્મૈ. શોક કરવો.

धृ (धार्) ૧૦ મો ગણ. પરસ્મૈ. તથા આત્મને. પહેરવું, પકડી રાખવું.

## વાક્યો.

वसिष्ठस्य पत्न्यरुन्धती.
नार्यो हर्म्याणां वातायनेभ्यः पश्यन्ति.
कृष्णः कलाः शिक्षते.
रामो जनकस्य कन्यां परिणयति.
चन्द्रेण रजनी शोभते.
नद्यौ संगच्छेते.
कुमारी सख्यौ भाषते.
वराहाः सहचरीः शोचन्ति.
लज्जां त्यजति मूर्खः
गङ्गा समुद्रं गच्छति.
क्षमा वीरस्य भूषणम्.
नारायणां जननीमाह्वयति.
उपवने नृपस्य कन्ये रमेते.
लते स्पृशति.
प्रजा नृपतिना रक्ष्यन्ते.
उद्यानस्य शोभां पश्यति.
ललनाः प्रासादतलमारोहन्ति.
नृपस्याज्ञे * अनुरुध्येते.
नटि सूत्रधारस्य भार्या.
ब्राह्मणा महीमटन्ति.

નારદ સ્વર્ગથી પૃથ્વી ઉપર ઊતરેછે.
કૃષ્ણ રાજાઓની કથા કહેછે.
જુવાન બૈરીઓ વાડીમાં રમેછે.
તે (પોતાની) ડોકમાં ફૂલોના (બે) હાર પહેરેછે.
રામની વહુ અરૂન્ધતીને પગે લાગેછે.
(અમે બે) કુમારીઓને જોઈએ છીએ.
હરણની ઓળખાણે (હરણની) પાછળ જાયછે.
ગામમાં (બે) વાવ છે.
સૂત્રધાર નાટક કરનારીને બોલાવેછે,
હરિ નદી (ને) જાયછે.
રામની (બે) મા (તેના) વનમાં જવાનો શોક કરેછે.

---

* ૨૪ મે પાને ટીપ જુઓ.

# પાઠ ૧૪ મો.

## તૃતીયા, ચતુર્થી અને પંચમી વિભક્તિઓ.

પ્રત્યયો.

| | | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|---|
| આકારાંત તથા ઈકારાંત નામો | તૃ. | आ | भ्याम् | भिस् |
| | ચ. | ए | — | भ्यस् |
| | પં. | अस् | — | — |

તૃતીયા વિભક્તિનો એક વચનનો પ્રત્યય લગાડતાં છેલ્લો आ, ए થઈ જાયછે.

આકારાંત નામોમાં ચતુર્થી, પંચમી, ષષ્ઠી તથા સપ્તમીના એક વચનના પ્રત્યયોની પહેલાં या આવેછે, અને ઈકારાંત નામોમાં आ આવેછે; माला + या + ए= मालायै; नदी + आ + ए= नद्यै.

અથવા એકવચનના પ્રત્યયો નીચે લખ્યા પ્રમાણે છે;-

| | ચ | પં | ષ | સ |
|---|---|---|---|---|
| આ કારાંતનામો | यै | यास् | यास् | याम् |
| ઈ કારાંતનામો | ऐ | आस् | आस् | आम् |

| | | | |
|---|---|---|---|
| તૃ. | मालया | मालाभ्याम् | मालाभिः |
| ચ. | मालायै | मालाभ्याम् | मालाभ्यः |
| પં | मालायाः | ---- | ---- |
| તૃ. | नद्या | नदीभ्याम् | नदीभिः |
| ચ. | नद्यै | ---- | नदीभ्यः |
| પં. | नद्याः | ---- | ---- |

## નામો.

### સ્ત્રીલિંગ.

देवता દેવતા.
कान्ता વહુ, પ્યારી.
व्यथा દુઃખ.
महिषी મુગટવાળી રાણી.
दासी દાસી.
सीता સીતા, રામની વહુ.
अवन्ती એક શહેરનું નામ.
जरा ઘડપણ.
प्रभा અજવાળું.
पूजा પૂજા.
कौशाम्बी એક શહેરનું નામ.
क्रीडा રમત.
पञ्चवटी એક જગાનું નામ.
पुरी શહેર.
पाठशाला નિશાળ.
वाचा વાણી.
चिन्ता ફિકર.

हित ન. ખરતો, માયાળુ; ફાયદો.
जरठ પુ ડોસો.
सन्देश પુ. સંદેશો.
दूत પુ. જાસૂદ.
नाग પુ. હાથી.
गीत ન. ગીત, ગાયન.
द्युत् (द्योत्) ૧ લોગણ. આત્મનેο પ્રકાશવું.
गम् ( ઉપસર્ગ निर् ) જવું.
वृत् (ઉપસર્ગ नि)પાછા આવવું.
वृ, ઉપસર્ગ परि, ઘેરવું.
हि, ઉપસર્ગ प्र, મોકલવું.
} આ ઠેકાણે આ બે ધાતુ-

ઓનાં કર્મણિ રૂપજ વપરાયછે.

## વાક્યો

देवताभ्यो बलिं यच्छति.
चित्तस्य व्यथया रामो मुह्यति.
कौशाम्ब्या निवर्तते दूतः
क्रीडायै प्रविशत्युद्यानम्-

कान्तायै सन्देशः प्रहीयते.
अवन्त्या आगच्छति.
कृष्णस्य पत्न्यै फलानि रोचन्ते.
दास्या सेव्यते महिषी.
जरया क्षीयते शरीरम्.
मणीनां प्रभाभिर्द्योतते प्रासादः
लज्जया प्रविशति गृहम्.
देवस्य पूजायाः सुखं लभते.
प्रजाभ्यो हितमिच्छन्ति नृपतयः

सखीभिः परिव्रियते सीता.
सहचरीभ्यामनुगम्यते नागः.
पञ्चवट्या निर्गच्छति रामः.
लताभ्यां शोभते वृक्षः.
गङ्गायाः पुरी काशी.
वापीभ्यां जलं वहति.
बालकाः पाठशालाभ्य आगच्छन्ति.

હરિ (પોતાના) મિત્રોને (પોતાની) વાણીથી શાંત કરેછે.
શહેર નદીઓથી ઘેરાયલુંછે.
ક્ષમાથી માણસ મનની સ્થિરતા મેળવેછે.
ડાહ્યા માણસો પૃથ્વીથી સ્વર્ગે જાયછે.
વસિષ્ઠ અરુન્ધતીની સાથે આવેછે.
રાજાના હૂકમથી (હું) અવન્તી જાઉંછું.

રામ (પોતાની) દીકરીઓને ઘરેણાં આપેછે.
(તે) પોતાનું શરીર હારોથી શણગારેછે.
રાણી (પોતાની) દાસીઉપર ગુસ્સે થાયછે.
(તે) ડોસાની કથાઓથી ખુશ થાયછે.
નારાયણની વહુથી ચોખા રંધાયછે.
એ કુમારીથી બળીદાન અપાયછે.

ફિકરથી દુઃખ પેદા થાયછે.

# પાઠ ૧૫ મો.

ષષ્ઠી, સપ્તમી, અને સંબોધન વિભક્તિઓ.

| | | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|---|
| આકારાંત. તથા ઈકારાં-ત નામો. | ષ. ૦ | अस् | ओस् | नाम् |
| | स ० | आम् | — | सु. |

ई પછી सु નો षु થાયછે. ओस् લગાડતાં છેલ્લા आ નો ए થાયછે. આકારાંત નામોનું સંબોધનનું એકવચન છેલ્લા સ્વરનો ए કીધાથી થાયછે; ઉ. हे रमे; અને ઈકારાંત નામોનું સંબોધનનું એકવચન છેલ્લા સ્વરને હ્રસ્વ કીધાથી થાયછે. ઉ. हे नदि. સંબોધનના દ્વિવચન તથા બહુવચનનાં રૂપો પ્રથમાનાં જેવાંજ થાયછે.

| | | | |
|---|---|---|---|
| ષ૦ | मालायाः | मालयोः | मालानाम् |
| સ૦ | मालायाम् | — | मालासु |
| સં૦ | माले | माले | मालाः |

---

| | | | |
|---|---|---|---|
| ષ૦ | नद्याः | नद्योः | नदीनाम् |
| સ૦ | नद्याम् | — | नदीषु |
| સં૦ | नदि | नद्यौ | नद्यः |

## શબ્દો.

गोदावरी સ્ત્રી. નદીનું નામ.
छाया સ્ત્રી. છાયા.
शिला સ્ત્રી. પથ્થર.
निशा સ્ત્રી. રાત.
इन्द्राणी સ્ત્રી. ઇંદ્રની વહુ.
कौमुदी સ્ત્રી. ચાંદરણું.
अयोध्या સ્ત્રી. શહેરનું નામ.
शकुन्तला સ્ત્રી. એક બાઈડીનું નામ.
दण्डका સ્ત્રી. એક વનનું નામ.
रथ्या સ્ત્રી. રસ્તો.
वाणी સ્ત્રી. વાણી.
शूद्रक પુ. એક રાજાનું નામ.
प्रवर्तन ન. સ્થાપવું, ઉશ્કેરવું.
प्रावीण्य હોશિયારી.
मण्डप પુ. માંડવો.
वल्लभ પુ. વહાલો, વર.
सम्भार પુ. તૈયારી.
निशाचर પુ. ભૂત, નઠારો માણસ.
उदक ન. પાણી.
विवाह પુ. લગ્ન.
तीर ન. કાંઠો.
जयन्त પુ. ઇંદ્રના છોકરાનું નામ.
चकोर પુ. એક જાતનું પક્ષી.
मत्स्य પુ. માછલાં.
माधुर्य ન. મિઠાશ.
प्रिय વિશે. પ્યારૂં.
परम વિશે. ઘણું વધારે.
प्रभूत વિશે. પુષ્કળ, ઘણું.

रम् (ઉપસર્ગ वि) ગમત કરવી, રમવું, ખુશ થવું, મઝા કરવી. अर्ह् ૧ લો ગણ. પરસ્મૈ. યોગ્ય થવું. क्रीड् ૧ લો ગણ. પરસ્મૈ. રમવું.

## વાક્યો.

अवन्त्यां शूद्रकोवसति.
गङ्गायां प्रभूतं जलं वर्तते.
प्रजानाम् धर्मे प्रवर्तनं नृपैः क्रियते.
लतानां मण्डपं प्रविशन्ति ललनाः.
वाप्यां कमलानि प्ररोहन्ति.
वृक्षाणां छायासु शिलाया—

उज्जयिन्यां शिवस्य पूजामु
नृत्यन्ति नार्यः.
सखि गच्छामि नद्यास्तीरम्.
गोदावर्या जले गजौ विहरतः.
ग्रीष्मे नदीनामुदकेषु नृपाः प्रम-
दाभिः क्रीडन्ति.
जनन्यो राज्ञामनुरुध्यते रामः
प्रिये पुत्रो ग्रामं गच्छति.

मुपविशति.
कृष्णो भार्याया विनयं शंसति.
चन्द्रो निशाया वल्लभः.
कन्ययोर्विवाहस्य सम्भाराः
क्रियन्ते.
सख्याः परमः स्नेहः शकु-
न्तलायाः.

ગંગા કાંઠાઓ ઉપર ઝા-
ડો છે.
જયંતઇંદ્રાણીનો છોકરો છે.
રામના મિત્રો શહેરમાં ર-
હેછે.
ચકોર ચાંદરણામાં ખુશ
થાયછે.
( તે ) વેલાનું ફૂલ લાવેછે.
પૃથ્વી ઉપર દ્વીપો છે.

હરિ ( પોતાની ) દીકરી--
ઓના ગુણ વખાણેછે.
નદીઓમાં માછલાં છે.
અયોધ્યાના રસ્તામાં ( હું )
રથો જોઉંછું.
શકુન્તલા ( તેના ) મિત્રોના
પ્યારને યોગ્ય છે.
રામની વાણીમાં મિઠાશ છે.
સીતાના છોકરાઓ ક્યાં છે?
ઝાડની છાયા નીચે માણસો
(હું) જોઉંછું.

દંડકામાં ભૂતો છે.

# પાઠ ૧૬ મો.

## અપૂર્ણ અથવા પ્રથમ ભૂતકાળ.

### પરસ્મૈપદ.

| | ૧ લો પુ. | ૨ જો પુ. | ૩ જો પુ. |
|---|---|---|---|
| એક. વ. | म् અથવા अम् | स् | त् |
| દ્વિ. વ. | व | तम् | ताम् |

આ કાળમાં ધાતુઓની પહેલાં अ મૂકવામાં આવેછે.

એકવચન अबोधम् अबोधः अबोधत्.

દ્વિવચન अबोधाव अबोधतम् अबोधताम्.

अस् હોવું એ ધાતુમાં त् તથા स् પ્રત્યયો લાગતાં ई અને अद् ખાવું એ ધાતુમાં अ ઉમેરાયછે; ઉ. आसीत्, आदत्.

### શબ્દો.

सङ्कट ન. મુશ્કેલી, ગૂંચવણ.
अज પુ. બકરો.
समराङ्गण ન. લડાઈની જગા.
महिष પુ. પાડો.
गोष्ठ પુ. ગાયનો વાડો, કોઢ.
तनय પુ. દીકરો.
ग्रन्थ પુ. ગ્રંથ, પુસ્તક
सेना સ્ત્રી. લશ્કર.
दशरथ પુ. રાજાનું નામ, રામનો બાપ.

### વાક્યો.

रामो रावणमजयत्.
सीता गोदावर्यास्तीरमगच्छत्.
गङ्गाया जलमपिबम्.
योधोऽरौ शरानक्षिपत्.
देवानयजाव.
अरण्ये महिषानपश्यम्.
स्तेनौ धनिकस्य धनमचोरयताम्.

ललने छायायामुपाविशताम्.
पुत्राणां धर्ममकथयः.
सीतां वने ऽत्यजाव.
सङ्कटेभ्यो जनमरक्षः.
गिरेः शिखराद्जावपतताम्.
रथं समराङ्गणमनयम्.
हरिरश्वमारोहत्.
भिक्षुकेभ्यो निष्कानयच्छम्.

दशरथस्तनयमाह्वयत्.
ईश्वरस्य प्रसादेन हरेः क्लेशो ऽनश्यत्.
पुरा भार्यया सहोज्जयिन्यामवसम्.
शिष्यावाचार्यमनमताम्.
अवन्त्यामभवः.
अयोध्यायामासीः
अग्निर्वनमदहत्.

સરોવરનું પાણી સૂકાયુંછે.
સેનાપતિ ( પોતાનું ) લશ્કર લડાઈની જગાઉપર લઈ જતો હવો.
( તેના બે ) મિત્રો રામને સંભારતા હવા.
(તમે બે) વનમાં વસતા હવા.
અંધ શહેરે શહેર ભટકતો હવો.
( હું ) ગ્રંથ પ્રસિદ્ધ કરતો હવો.

( તું ) રામની આજ્ઞાથી ખુશ થતો હવો.
અમે (બે) ઋષિઓને શાંત કરતા હવા.
ઈશ્વર પૃથ્વીને સરજતો હવો.
(બે) માણસ વાડીમાં પેસતા હવા.
(તમે બે) હરિની વાડીમાંથી ફળો લઈ જતા હવા.
(તમે)રામને વાત કહેતા હવા.
( બે વાઘ ) ગાયની કોટમાં દોડતા હવા.

કૃષ્ણ ( પોતાના ) પગ ધોતો હવો.

---

# પાઠ ૧૭ મો.

અપૂર્ણ ભૂતકાળ (સાધારણ)

પરસ્મૈપદ બહુવચન તથા આત્મનેપદ એકવચન.

**પ્રત્યયો.**

| | ૧ લો પુ. | ૨ જો પુ. | ૩ જો પુ. |
|---|---|---|---|
| પરસ્મૈ બહુવ૦ | म | त | न् અથવા अन् |
| | अगच्छाम | अगच्छत | अगच्छन् |

| | ૧ લો પુ. | ૨ જો પુ. | ૩ જો પુ. |
|---|---|---|---|
| આત્મને. એ. વ. | इ | थास् | त |
| | अलभे | अलभथाः | अलभत |

જે ધાતુઓને આરંભે સ્વર હોયછે તેની પહેલાં अ ને બદલે आ મૂકવામાં આવેછે, તે आ નો તેની પાછળની इ અથવા ई ની સાથે સંધિ થઈને ऐ થાયછે, અને ऊ અથવા उ ની સાથે સંધિ થઈ તે औ થાયછે; જેમ आ + ईक्ष + त = ऐक्षत.

**શબ્દો.**

पाण्डव પુ. એક રાજાના કુળનું નામ.
कौरव પુ. એજન.
पण्डित પુ. પંડિત.
चित्रकूट પુ. એક પર્વતનું નામ.
शृगाल પુ. શિયાળ.
मारुत પુ. પવન અથવા પવનનો દેવ.
कुशनाभ પુ. એક રાજાનું નામ.
सभा સ્ત્રી. સભા, દરબાર.
नृशंस વિશે. દુષ્ટ.

शव न. મડદું.
माणवक પુ. એક માણસનું નામ.
मार्ग પુ. રસ્તો.
राक्षस પુ. રાક્ષસ.

देवी સ્ત્રી. કુલીન બૈરી, દેવી.
वसुधा સ્ત્રી. પૃથ્વી.
धार्तराष्ट्र ધૃતરાષ્ટ્રનો છોકરો, પાંડુનો પિત્રાઈ.

लव પુ. રામના એક છોકરાનું નામ.
बलि પુ. એક રાજાનું નામ.
विराव પુ. ચીસ, બૂમ.
गोप પુ. ગોવાળીઓ.

## વાક્યો.

पाण्डवानां धार्तराष्ट्रैः सह युद्धान्यभवन्.
आचार्या धर्ममुपादिशन्.
रामः सीतया सह गोदावर्यास्तीरेऽरमत.
उद्यमेन धनमलभथाः.
व्याघ्रस्य विरावेण नार्यास्हृदयमवेपत.
मित्रस्य कल्याणायायते.
गोपा अजान् ग्राममनयन्.
पुरुषमताडयत.
शृगालोऽम्रियत.
नृपस्य सभां पण्डिताः प्राविशन्.
शवमस्पृशत.
प्रासादे नार्यो ऽनृत्यन्.
माणवकं मार्गमपृच्छाम.
क्लेशो रामेणासह्यत.
देवीमभाषे.
नृशंसो राक्षसोऽहन्यत.
नृपतेः शासनमवाधीरयथाः.
लवस्य विनयेनर्षयोऽतुष्यन्.
हरिणा जनकोऽसेव्यत.

चित्रकूटस्य शिखरे ऽवसाम.

(અમે) ઝાડની છાયામાં બેસતા હવા.

બ્રાહ્મણો ગંગાના પાણીમાં નહાતા હવા.

(તે) (પોતાના) ચાકરોના અપરાધો ક્ષમા કરતો હવો.
રામ (પોતાના) બાપના હૂકમોને તાબે થતો હવો.
હરિ નારાયણથી રાગ શીખતો હવો.
(હું) આંબાનાં ફળો ચાખતો હવો.
જાસૂસો અયોધ્યા જતાહવા.
(તું) જૂઠું બોલતો હવો.
કૃષ્ણ (પોતાના) મિત્રની આબાદીથી ખુશ થતો હવો.

ઘોડાઓ લડાઈની જગા ઉપર દોડતા હવા.
(તમે) ત્યારે કૌશાંબીમાં રહેતા હવા.
(તે) રામના પરાક્રમથી વિસ્મય થતો હવો.
(તું) શત્રુની સાથે લડતો હવો.
લુચ્ચો રાજાના હૂકમથી મરાતો હવો.
(તમે) મોહોરો (નિષ્ક) ગણતા હવા.

---

# પાઠ ૧૮ મો.

## અપૂર્ણ ભૂતકાળ.

### આત્મનેપદના પ્રત્યયો (સાંધણ.)

| | ૧ લો પુ. | ૨ જો પુ. | ૩ જો પુ. |
|---|---|---|---|
| દ્વિવચન. | वहि | इथाम् | इताम् |
| બહુવચન. | महि | ध्वम् | न्त. |
| | अलभावहि | अलभेथाम् | अलभेताम् |
| | अलभामहि | अलभध्वम् | अलभन्त. |

## ધાતુઓ

ધ્વસ્ ૧ લો ગણ. આત્મને. નાશ થવો.
સ્પર્ધ્ ૧ લો ગણ. આત્મને. બરોબરી કરવી.
સ્રંસ્ ૧ લો ગણ. આત્મને. પડી જવું.

मन्त्र ઉપસર્ગ नि. ૧૦ મો ગણ. પરસ્મૈ. તથા આત્મને. નોતરૂં કરવું. हस्, ઉપસર્ગ वि. ૧ લો ગણ. પરસ્મૈ. ધિક્કારથી હસવું. लज्ज् ૬ ઠો ગણ આત્મને૦ શરમ લાગવી.

## શબ્દો.

असुर પુ. રાક્ષસ, દેવતાના શત્રુ.
कबरी સ્ત્રી. ચોટલાની લટ.
ज्योत्स्ना સ્ત્રી. ચાંદરણું.
त्याग પુ. ત્યાગ.
भूप પુ. રાજા.
रमण પુ. આશક, વર.
उपालम्भ પુ. મહેણું.
प्राची સ્ત્રી. પૂર્વ.
सचिव પુ. પ્રધાન.
राज्य ન. રાજ્ય.
व्याध પુ. પારધી.

## વાક્યો.

पाण्डवा राज्यमविन्दन्त.
आचार्यान् शिष्या अभ्यवादयन्त.
सचिवा भूपमभाषन्त.
नार्याः कबर्याः पुष्पे अस्रंसताम्.
जनेन व्यहस्यध्वम्.
रथ्यायां जनानां समूहमैक्षा-
मित्राणांत्यागे नालज्जथाम् ?
वृक्षेभ्यः शुका उदडयन्त.
मृगावहन्येतां व्याधैः
जनानां सुखायायतामहि.
देवैः सहासुरा अस्पर्धन्त.
रमणैः सह ज्योत्स्नायामरमन्त नार्यः.

महि.

रामस्य दुःखान्यध्वंसन्त.

उज्जयिन्याः कदान्यवर्तध्वमिति जनैरपृछ्यामहि.

વાંદરા રાક્ષસોસાથે લડતા હવા.

( અમેબે ) કાશીમાં પંડિતોસાથે બોલતા હવા.

( તેઓ ) સ્થિરતાથી મહેણું ખમતા હવા.

( બે ) તારા પૂર્વમાં પ્રકાશતા હવા.

( અમે બે ) હરિથી મહેરબાનીની આશા ન રાખતા હવા.

( તમે ) માણસોથી વખણાઓછો.

( તમેબે ) ને રામથી હુકમ થતો હવો.

( અમને ) ભોજનને સારૂ નોતરૂં થતું હવું.

જનસૂએ અયોધ્યાથી ક્યારે પાછા આવતા હવા ?

( અમે ) નિશાળેથી પુસ્તકો મેળવતા હવા.

---

# પાઠ ૧૯ મો.

## બીજાં સઘળાં સ્વરાંત નામો.

### પુંલ્લિંગ તથા નપુંસક લિંગ.

ઉકારાંત પુંલ્લિંગનામોનાં રૂપો इ કારાંત પુંલ્લિંગ નામોનાં રૂપો જેવાંજ થાયછે. તફાવત એટલોજ કે इ કારાત નામોમાં જ્યાં જ્યાં इ, ई, ए, અથવા य આવેછે, ત્યાં ઉકારાંત નામોમાં અનુક્રમે उ, ऊ, ओ અથવા व મૂકવા.

